: વર્ષ ૧ લું :: નવયુગ ગ્રંથમાળા :: પુસ્તક ૪ થું :

# રાજ્ય આવક વેરો

અને

# આપણી દરિદ્રતા

: લેખક :
જે. સી. કુમારપ્પા
ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ.

: આમુખ :
પૂ૰ મહાત્મા ગાંધીજી

નવયુગ પુસ્તક ભંડાર દેવસાનોપાડો અમદાવાદ

વર્ષ ૧ લું ∴ નવયુગ ગ્રંથમાળા ∴ પુસ્તક ૪થું

# રાજ્ય આવક-વેરો

## અને

# આપણી દરિદ્રતા

: લેખક :

જે. સી. કુમારપ્પા

નવયુગ પુસ્તક ભંડાર :: દેવસાનો પાડો :: અમદાવાદ

: પ્રકાશક :
જયંતિલાલ રેવાશંકર દોસી
નવયુગ પુસ્તક ભંડાર
દેવસાનો પાડો : અમદાવાદ

: એજંટ :
સી. જમનાદાસની કું.
બુકસેલર્સ અને પબ્લીશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં. ૨

વાર્ષીક ફાળે:
૦-૪-૦
ટપાલખર્ચ માફ

છૂટક
૦-૫-૦
ટપાલ ખર્ચ જુદું

મુદ્રકઃ ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા વસંત મુદ્રણાલય ઘીકાંટારોડ અમદાવાદ

જે દિવસનો ભાર વહે છે ને તાપ સહે છે,

જે જગતની લખલુંટમાં લખલૂંટ સરકારને નભાવવા-
જોગો ઉડાઉ છે,

જે પોતાનાં સ્ત્રી પુત્રાદિના જીવનભોગે પણ કરવેરા
ભરવા સુધી ઉદાર છે, અને

જે ગ્રેટ બ્રિટનની મહત્તાનો મૂલાધાર છે—

તેને

અર્પણ છે.

"બળદ તારો અન્ન-દાણો છૂંદી નાંખે ત્યારે તું તેને મોંબંધી કરતો મા."

# આમુખ

અધ્યાપક કુમારાપ્પાએ 'યંગ ઇંડિયા' માં લખેલાં પ્રકરણોને અહીં પુસ્તકાકારે આપવામાં આવ્યાં છે. કર્તાએ ફરીવાર એ પ્રકરણોને કાળજીથી તપાસી જોયાં છે. આ લેખોમાં બ્રિટિશ સરકારની અર્થ-નીતિ વિષે તેમજ જનતા ઉપરનાં તેનાં પરિણામો વિષે સમીક્ષા કરવામાં આવી છે. × × × હિન્દના તેમજ પશ્ચિમના વાચકોને હું આ પુસ્તિકાની ભલામણ કરું છું.*

કરાડી,
તા. ૨૦મી એપ્રિલ, ૧૯૩૦ } મોહનદાસ કરમચંદ ગાંધી

* શ્રી. કુમારાપ્પાની અંગ્રેજી ચોપડીમાંથી

# પ્રસ્તાવના

મળેલી સૂચનાઓ જોતાં જણાય છે કે આ લેખોનો કેન્દ્રવિષય અને તેના સંકેતાર્થો તેમજ તેની મર્યાદાઓ ઘણા વાચકોના ધ્યાન બહાર રહી ગઈ છે.

આરંભમાં જ મારે કહેવું જોઈએ કે હિન્દની ગરીબાઈ માટે કોણ અને કેટલા જવાબદાર છે તે નક્કી કરવાનું અથવા તો એ દારિદ્રનાં કારણોનું સર્વસ્પર્શી અવલોકન કરવાનું મેં આ લેખોમાં ધાર્યું નથી. આ નિબંધ તો અર્થનીતિઓની અનિષ્ટમયતા બતાવવા પૂરતો જ છે, અને આશા છે કે આ પ્રયત્નનું શુભ પરિણામ આવશે. આમ હોવાથી દેશને દરિદ્રતામાં ગરકાવનારી જમીનના ટુકડા વગેરેની સર્વ પરિસ્થિતિ વિચારવા માટે આ યોજન નથી; બાકી, નવરસની રિદ્ધિ-સિદ્ધિવાળો પ્રાચીન ભારતવર્ષ આજે માત્ર હાડપિંજર જેવો કેમ થઈ ગયો હશે તેનું આર્થિક દૃષ્ટિએ વર્ણન કરવું રૂપાળું લાગે પણ ખરું. આ પરિવર્તનના રંગ વિવિધ તેમજ મોહક છે, છતાં આ પુસ્તિકાની મર્યાદામાં તેમને પૂરો અવકાશ આપી શકાય એમ નથી. તેથી 'રાજ આવક–વરો અને 'આપણી દરિદ્રતા' એ જ મેં આ લેખનો મૂળ વિષય રાખ્યો છે.

આ મર્યાદિત ક્ષેત્રમાં પણ આપણે ઠેઠ જૂના વખતોની વાત ન કરશું; આપણે તો આજથી સો વર્ષ જેટલા સમયગાળાની રાજ-કારોબારની નીતિરીતિઓ તપાસીશું. આ તપાસના ઐતિહાસિક પક્ષ માટે કાલબાહ્ય જેવા જણાતા પુરાવાઓનો પણ આપણે ઉપયોગ કરવો પડશે. છતાં યાદ રાખવું જરૂરનું છે કે આપણે આજની જ નહિ પરંતુ દેશના આર્થિક જીવન ઉપર અટળ છાપ પાડનારી અગાઉની નીતિરીતિઓ સુદ્ધાં તપાસવી જોઈશે.

અર્થમંત્રીઓએ ભાષણની લહેરમાં આપેલા રદિયાઓ કરતાં કાર્ય અને પરિણામ ઉપર જ મેં મારા નિર્ણયોનો વિશેષ આધાર રાખ્યો છે. આ કારણે આજના બનાવોને મેં મોટે ભાગે વેગળા રાખ્યા છે, અને આગળની નીતિરીતિઓની જ મેં ચર્ચા કરી છે; દાખલા તરીકે કાપડની જકાત વિષે મેં ઉલ્લેખ કર્યો છે. આવા દાખલાઓમાં આપણે વર્તમાન પદ્ધત જ નહિ પણ તેનાં પરિણામો જોવાનાં છે. કોઈ કરવેરો કે ખરચ સારો છે એમ કહ્યે દહાડો ન વળે. આપણે તો એ વિધાનને ઉલટાવી સુલટાવી તોળી જોવું જોઈએ. ચોમેરથી માંગની બૂમો આવતી હોય તે વખતે આવકધન ઓછી જરૂરી યોજનાઓમાં ખર્ચવામાં આવે તો એ ઓછી જરૂરી યોજનાઓ ગમે તેવી અગત્યની કે ઉપ-કારક હોય છતાં એમની પાછળનો ખર્ચ ખોટો થયેલો ગણાય. બાળકો ભૂખે મરતાં હોય ત્યારે તેમને વિશેષ જરૂર છે. અન્ન અને અન્નનાં સાધનોની, નહિ કે લખવા વાંચવાની શિક્ષણની. અને તે જ પ્રમાણે જે દેશમાં અક્ષરજ્ઞાનને ખાતે મોટું મીંડું હોય તેમાં કૉલેજના ઊંચા શિક્ષણ કરતાં લખવા–વાંચવાનાતેમજ દાખલા ગણતા શીખવાના શિક્ષણની વધુ આવશ્યકતા છે. આગગાડીઓ કે સારા રસ્તાઓ બાંધવા માટે અભિમાન લીધાથી કંઈ સરે એમ નથી. આપણે તો આના બંધામણ પાછળનો 'સાટા ખર્ચ' જોવો જોઈશે. એમનો આજે શો ઉપયોગ થઈ રહ્યો છે તથા એની પ્રજાના કયા ભાગને લાભ થાય છે એ તપાસવું પડશે. આ બંધાયાથી પરદેશી વેપારીઓને, માલે-તુજારોને કે શોષકોને જ લાભ થયો હોય અને બીજી બાજૂએ ગરીબ જનતાની જરૂરિયાતોને છેહ દેવામાં આવ્યો હોય તો તો કારોબાર ઉપર એ કલંક જ કહેવાય અને એ વાસ્તવિક અભિમાનનો વિષય પણ ન હોઈ શકે.

આવી પુસ્તિકામાં આ વિષયને પણ સર્વાંગ રીતે ચર્ચી શકાય નહિ; અહીં તો તપાસની ધોરી પાટીઓ જ બતાવી શકાય એમ છે.

પદ્ધતિ એ રાખી છે કે પહેલાં પ્રમાણો આપવાં અને પછી માન્ય લેખકોનાં અવતરણોથી લેખકના નિર્ણયોની સાબિતી આપવી.

આ નિબંધમાં ૧૯૨૫–૨૬ના આંકડાઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે એટલે પરિશિષ્ટમાં છેલ્લામાં છેલ્લા આંકડાઓ ઉમેરવામાં આવ્યા છે. બીજી વિશેષ માહિતીઓ આપવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને ખાસ કરીને પરિશિષ્ટ ૩નો ૪થો કોઠો બોધક થઈ પડશે. ફ્રાંસની જનસંખ્યા સ્થિર રહેતી હોવાનું પ્રમાણ લેવામાં આવે છે. હવે છેલ્લાં પચાસ વર્ષો દરમ્યાન બ્રિટિશ અમલ તળેના હિન્દની સીમાઓ વખતો વખત વધી છે એ જોતાં વાચકને લાગ્યા વિના રહેશે નહિ કે આ મુદ્દામાં પણ હિન્દુસ્તાન અપરાસ્ત છે. આમ હોવાથી વસ્તીનો વધારો હિન્દના દારિદ્ર્યનું કારણ નથી, જો કે સરકારના ખેરખાંઓ આપણને એમ મનાવવા ફરે છે ખરા.

ન્યૂયોર્કની કૉલમ્બિયા વિદ્યાપીઠના અધ્યાપક ઇ. આર. એ. સેલિગ્મૅનનો હું જ્યારે વિદ્યાર્થી હતો ત્યારે આ નિબંધની સામગ્રીઓ મેં સંગૃહીત કરી હતી. પછી એ વસ્તુને ૧૯૨૯ના ડિસેમ્બરમાં તેમજ ૧૯૩૦ના જાન્યુઆરીમાં યોગ્ય રૂપે 'યંગ ઇંડિયા'માં પ્રગટ કરવામાં આવી.*

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ

જે. સી કુમારપ્પા

---

* અંગ્રેજી પુસ્તકમાંથી

# અનુક્રમ

# પરિશિષ્ટ

૧૫૪૫૩

## પ્રકરણ ૧ લું

### પ્રવેશક

નીતિશાસ્ત્રનું આપણા દેશમાં મંગળાચરણ થયું ત્યારે રાજા પ્રજાની સેવા કરે એનો જે બદલો તે કર એવી સમજણ હતી. રાજાપ્રજાનો સંબંધ કરારના પાયા ઉપર રચાયેલ હતો, અને તેથી નીતિશાસ્ત્રમાં રાજાના આવકખર્ચની ચર્ચા બહુ વહેલી દાખલ થઈ હતી. શુક્રાચાર્ય કહે છે, 'રાજાએ બધે ફળ ભોગવવું, પણ સાથેસાથે પ્રજાપાલનમાં દાસાનુદાસ થઈને વર્તવું.'

અર્વાચીન સમયનો વિચાર કરીએ તો આપણને જણાશે કે લોકકલ્યાણ ઉપર સાર્વજનિક આવકખર્ચનો સરવાળે જેટલો પ્રભાવ પડે છે એટલો રાજ્યના બીજા કોઈ ખાતાનો પડતો નથી, એટલું જ નહિ પણ રાજ્યનું આવકખર્ચ લોકહિતેચ્છુ અને દીર્ઘદૃષ્ટિવાળા રાજકારીઓના હાથમાં હોય તો તેઓ પ્રજાને બળવાન બનાવી શકે છે, પણ આવકખર્ચ અવ્યવસ્થિત રીતે થાય તો રિદ્ધિસિદ્ધિવાળી પ્રજા પણ ભૂખમ્રેળી થઈ જાય છે. બીજી બધી શક્તિઓની પેઠે આ શાસ્ત્રના શુભ અને અશુભ બેય ઉપયોગ થઈ શકે છે, અને તેથી કરીને તેની સોપણી સિદ્ધ મિત્રોને જ કરવી જોઈએ.

આ શાસ્ત્રની મદદથી રાજ્યે દેશનાં સ્વાભાવિક સાધનોનો કરકસરિયો ઉપયોગ કરવો જોઈએ, કેમકે ટૂંકી દૃષ્ટિવાળા ખાનગી માલિક એ સાધનોને ટૂંકા વખતમાં ઉડાડીને ફના કરી દે એવો સંભવ છે. રાજ્ય ધીરજ રાખી શકે એટલે રાજ્યે લાંબી નજર રાખવી જોઈએ. પણ વ્યક્તિઓ તો પોતાના સો વર્ષના આયુષની મર્યાદામાં બને તેટલી વધારે ઊપજ કરવા ઉત્સુક હોય, અને તેથી તેમની દોડધામને

પરિણામે ભવિષ્યની પ્રજાને જે હાનિ થાય એનો વિચાર સરખો ન કરે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં ખેતી સારું જમીન સાફ કરવામાં તેમજ ધોરી રસ્તાના પાયા નાંખવામાં ઈમારતી લાકડાનાં વન ઉપર વન બાળી નાંખે છે, અને એકબીજાની સ્પર્ધામાં તેલના કૂવા ઝપાટાબંધ ખુટાડી નાંખે છે, આ કેવળ એક પ્રજાને જ નહિ પણ માણસજાત સમસ્તને નુકસાન થાય તેના જાજ્વલ્યમાન દાખલા છે. આખી દુનિયા હવે તો અર્થશાસ્ત્રની સાંકળથી સંકળાઈ ગઈ છે, એટલે જગતના એક ભાગને નુકસાન થાય તેથી બધાને નુકસાન થાય છે. રાજ્યના આવકખર્ચની આટલી ઊંડી અસર થાય છે, એટલે આવકખર્ચના અધિકારીઓને શિરે બહુ મોટી જવાબદારી રહે છે.

જે વખતે પ્રજા એક ટપામાંથી બીજા ટપામાં—ખેતીમાંથી ઉદ્યોગમાં, હાથકળામાંથી સંચામાં—પ્રવેશ કરે એવા સંક્રાન્તિકાળમાં ચતુર અધિકારીઓએ લોકોની આર્થિક પ્રવૃત્તિને યોગ્ય રીતે દોરવી જોઈએ, જેથી કરીને ફેરફારને લીધે પ્રજાનું ઉપજાઉપણું ઘટે નહિ પણ ઊલટું વધે, અને એક પાટેથી બીજે પાટે ચડતાં અનાવશ્યક બગાડ ન થાય. આને સારુ પ્રયોગમાં તથા પ્રયોગના સમાચાર ફેલાવવામાં યોગ્ય ખર્ચ કરવું જોઈએ, સરસ વ્યવસ્થાવાળા પરદેશીઓ સાથે હરીફાઈ કરતા દેશના બાળકઉદ્યોગોને રક્ષણ મળે એવી સુયોજિત જકાત નાંખવી જોઈએ, ઉજ્જ્વળ ભાવિવાળા ઉદ્યોગોને શરૂઆતમાં ઉત્તેજન આપવા 'બાઉંટી' ( રાજ્યમદદ ) આપવી જોઈએ, અને લોકકલ્યાણને આવશ્યક સાહસને 'સબ્સિડિ' ( પૈસાની મદદ ) દેવી જોઈએ. આવી મદદથી સામાન્ય પ્રજાને યોગ્ય પ્રમાણમાં જાતજાતના ઉદ્યોગોની તક મળી રહેવી જોઈએ. પ્રજાનું હિત થોડાક ધનપતિ ઉપર અવલંબતું નથી, તેમ ગમે તે એક ધંધામાં બધાને પૂરી તક મળે એના ઉપર પણ પ્રજાહિતનો આધાર નથી; થોડાક બહુ ધનવાન થાય તો તેથી સંપત્તિની વહેંચણીમાં વિષમતા તથા અસંતોષ

ઊભાં થાય, અને આખી પ્રજા એક ધંધો—દાખલા તરીકે ખેતી—કરતી હોય, તો અનાવૃષ્ટિને લીધે આખી પ્રજાનો ઘાણ નીકળી જાય. એક ઉદ્યોગને એકવડે દોરે જે પ્રજા ચાલે તેને પોતાનો નિર્વાહ કરવામાં તરત કઠણાઈ આવશે; વસ્તીની વૃદ્ધિના પ્રમાણમાં ઉદ્યોગની તકો ન વધે તો વસ્તીના વધારાના પ્રમાણમાં ઊપજ વધશે નહિ. પ્રજાહિતેચ્છુ રાજ્ય કાળચક્રની ગતિ ઉપર સતત નજર રાખે, વિકાસને પોષે, અને સડાને રોકે. ઉદ્યોગ અને વેપારની શાસ્ત્રીય મિલાવટથ સામાન્ય પ્રજા સુખી ને સંતોષી થાય, અને રાય તથા રંક, ઉચ્ચનીચ વ્યક્તિમાત્રનું જીવન સમૃદ્ધ થાય. રસ્કિને ઠીક કહ્યું છે, 'જીવન વિના બીજું ધન છે નહિ.' હોબ્સન સૂચવે છે, "પૈસાને નહિ પણ જનસુખને ધનનું માપ બનાવવું જોઈએ.' રાજ્યની નીતિ કલ્યાણકારી છે કે નહિ તેનો વિચાર કરતાં આપણે આ મુખ્યત્વે જોવું ઘટે: જે લોકો લોકકલ્યાણમાં પોતાના કામ તથા વિચારનો ફાળો આપવા ઇચ્છે તે બધાને કામ તથા વિચાર નિર્વિઘ્ને ઝટથી કરવાની તક મળે છે કે નહિ.

શુક્રાચાર્ય કહે છે કે જેમ માળી પ્રથમ ઝાડને પોષે છે ને પછી ફળફૂલ તોડે છે તેમ રાજાએ પ્રથમ પ્રજાશક્તિનું પોષણ કરીને પછી જ રાજભાગ લેવો જોઈએ. કર એવા જોઈએ કે તેથી પ્રજાને હાનિ ન થાય. કૌટિલ્ય કહે છે કે ઝાડને દુખવ્યા વિના પાકેલું ફળ આપણે તોડીએ છીએ, તેવી રીતે કર લેવા જોઈએ. ઘેટાની ચામડી ઉપરથી ઊન લેવાય, ચામડી જ ન ઉતારી લેવાય. કર લેવાની પદ્ધતિ સંભાળપૂર્વક ગોઠવી હોય તો તેથી રાજ્યના ખજાનામાં જોઈતું નાણું આવે પણ કર ભરનારની ઉત્પાદકતા ન ઘટે. રાજ્યના વારસાને અડ્યા વિના વધારામાંથી કર લેવા જોઈએ. હિંદુશાસ્ત્રની બીજી એક ઉપમા પ્રમાણે, રાજ્ય ઝાડને કાપી, બાળી, ધનસાધનનો નાશ કરીને કમાણી કરનારા કોયલાના વેપારી જેવું ન હોય, પણ જેટલાં ફૂલ નહિ તોપણ કરમાઈ જાય એવાં હોય તેટલાં જ ફૂલ વીણનારા અને ઝાડને અક્ષત રાખનારા

માળીના જેવું હોય. જેની જેવી શક્તિ એવો એના ઉપર કર નાંખવો જોઈએ. નિર્ધનને ધનવાનના ભોગે સહાયતા કરવી જોઈએ. આડકતરા કર સંભાળપૂર્વક ને શાસ્ત્રીય રીતે પસંદ કરેલી વસ્તુઓ ઉપર જ નાંખવા જોઈએ, જેથી દેશી ઉદ્યોગને ઉત્તેજન મળે, અને જિંદગીની જરૂરિયાતો ઉપર કર ન પડે અને ગરીબને એ મોંઘી ન થઈ પડે. જેના ઉપર અંતે કરભાર પડે છે એને કળવ્યા વિના કર ઉઘરાવવામાં આડકતરા કર ઠીક કામ આવે છે. ભમરો ફૂલને જાણવા દીધા વિના એમાંથી મધ ચૂસે છે એની ઉપમા સંસ્કૃતસાહિત્યમાં આડકતરા કરને આપે છે. કર નક્કી કરવાનું ગંભીર જોખમવાળું કામ જેને સોંપેલું હોય તેણે આડકતરા કરના આ ગુણને લીધે એને વિષયે વિશેષ સાવધાન રહેવું પડે છે.

આમ મેળવેલા કર એવી રીતે વાપરવા જોઈએ કે તેથી પ્રજાની ઊપજશક્તિ વધે. જૂની ઉપમા વાપરીએ તો, જેમ સમુદ્રમાંથી વરાળ ચડે છે તેમ પ્રજાના સમર્થ ભાગ પાસેથી કર લેવા જોઈએ; અને જેમ વાદળાં સમુદ્ર ઉપર નહિ પણ તરસી ભૂમિ ઉપર વરસે છે, તેમ સાહુકાર પાસેથી લીધેલા કર ગરીબના શિક્ષણમાં યોજવા જોઈએ. ઘરસંસારમાં પણ ધન મેળવવા કરતાં વાપરવામાં બહુ વધારે શાણપણ જોઈએ છે; રાજ્યને વિષે આવકખર્ચ એના કરતાં ક્યાંય વધારે ગૂંચવણિયા હોય છે. નિર્ધન માણસને એક રૂપિયો બહુ મોટી વાત છે. એની પાસેથી રૂપિયો ઓકાવવો અને એનો લાભ ધનવાનને આપવો એ કેવળ મૂર્ખાઈ થાય, અને એટલે અંશે રાષ્ટ્રીય આવક પાણીમાં જાય. કર ભરનારની પહોંચ કેટલી છે, અને કરમાંથી લાભ ઉઠાવનારને એ લાભની કેટલી જરૂર છે, આ બે વસ્તુ સતત ધ્યાનમાં રાખવી જોઈએ.

પ્રજાનો આર્થિક વિકાસ લક્ષમાં લેતાં જેટલો કાર્યસાધક રાજ્યઅમલ પ્રજાને પોસાઈ શકે એટલો તે કાર્યસાધક જોઈએ. વાર્ષિક

રૂા. ૬.૦૦૦ની આવકવાળો માણસ 'ફોર્ડ' મોટર રાખે તે ઠીક; તે પણ જો એનું કુટુંબ મોટું ન હોય તો. પણ એ માણસ 'રોલ્સ્ રોઈસ' મોટર રાખવા જાય તો ગાંડામાં જ ખપે. કાર્યસાધકતાનાં ધોરણ સાપેક્ષ હોય છે. રાજ્યઅમલમાં સુદ્ધાં હરેક વાતમાં પ્રમાણનું ભાન જરૂરનું છે. અમલદારો કાર્યસાધક છે એટલે એને મોટા પગાર આપવા એનો કાંઈ અર્થ નહિ. તુમારી કામ યાંત્રિક ચોકસાઈપૂર્વક થાય તે ઉપરથી નહિ, પણ લોકકલ્યાણને એ કેટલે અંશે પોષક છે તે ઉપરથી કાર્યસાધકતા માપવી જોઈએ. યાંત્રિક કાર્યસાધકતાને નહિ પણ રાષ્ટ્રીય બુદ્ધિશક્તિના વિકાસને સારુ વિશાળ માર્ગ રચનારી કલ્પનાશક્તિને અગ્રસ્થાન મળવું ઘટે. રાજ્યઅમલ ઘડિયાળના ચકર જેટલો વીગતમાં નિયમિત હોય, પણ જો એનાથી લોકકલ્યાણ ન થાય તો તે નિષ્ફળ છે. રાજ્યઅમલનું ખર્ચ પ્રજાને પોસાય છે કે નહિ એ નક્કી કરવા સારુ નાગરિકની સરેરાશ આવકથી અમુકગણો પગાર અમલદારોને મળે એવો નિયમ બાંધી દેવો જોઈએ. આથી કરીને યોગ્ય પ્રમાણ જળવાઈ રહે, અને સરખાવેલા દેશોમાં ભાવતાલમાં ફેર હોય અને નાગરિકોની શક્તિ ન્યૂનાધિક હોય તેથી આવતી અડચણ દૂર થાય.

પ્રજાને સમૃદ્ધ બનાવવાનાં આવશ્યક સાધન ક્યાં એની આટલી સામાન્ય ચર્ચા કરીને હવે આપણે ભરતખંડની વર્તમાન દશાનું ઝપાટાબંધ અવલોકન કરી લઈશું. ચન્દ્રગુપ્ત, અશોક, વગેરેનાં સામ્રાજ્યમાં આપણે કેવી લીલાલહેર હતી એ વાત તો જવા દઈએ, પણ અંગ્રેજી રાજ્ય પહેલાં જ દેશની આર્થિક સ્થિતિ કેવી હતી એનો ટૂંકામાં વિચાર કરવો આવશ્યક છે, કેમકે તેથી કરીને દેશમાં પ્રવર્તેલી રાષ્ટ્રીય આવકખર્ચની નીતિઓની અસર નક્કી કરવાને સારુ આપણને યોગ્ય દૃષ્ટિબિન્દુ જડશે.

# પ્રકરણ ૨ જું

## ઓગણીશમા શતકના આરંભનું હિન્દુસ્થાન

શતકો થયાં ભારતવર્ષના ઇતિહાસમાં સંપત્તિ અને વિપત્તિ, સંધિ અને વિગ્રહ, પ્રજારંજન અને પ્રજાપીડન, રહેમ અને જુલમના તડકાછાયા એક બીજા પછી આવ્યા કરતા હતા, તોપણ એકંદર, સામાન્ય વલણ વિચારીએ તો, તે સમયની બીજી પ્રજાઓની સાથે સરખાવતાં હિન્દુસ્થાન વિશેષ સુખશાંતિ ભોગવતું હતું. આખા મધ્ય-યુગમાં ભરતખંડ જગતની આર્થિક પ્રવૃત્તિને કેન્દ્રસ્થાને હતો. અમેરિકાની શોધ થઈ તે પણ પશ્ચિમની પાછળ રહી ગયેલી પ્રજાઓ હિન્દુસ્થાન હારે સીધો વેપાર કરવા ઉત્સુક હતી એને લીધે. તે સમયે પ્રચલિત ધોરણ પ્રમાણે હિન્દુસ્થાન બહુ ઉદ્યોગમય હતું. તે દિવસોમાં પરદેશ સાથે વેપાર મોટેભાગે મોજશોખની ભારે કિમ્મતની ઝીણી વસ્તુઓનો ચાલતો, ને એને સાટે સોનું આવતું. માલ લઈ જવો એ કઠણ અને જોખમનું કામ હતું, એટલે ઓછા મૂલ્યનો ને ઝાઝી જગ્યા રોકનારો કાચો માલ પરદેશ ચડાવવો પરવડતો નહિ. રોમ સોળેકળાએ પ્રકાશતું હતું એ સમયે પણ પોતાનું સોનું ભારતમાં તણાઈ જાય છે એવી રાવ તે ખાતું. હિન્દુસ્થાન દુનિયાનું સોનુંરૂપું શોષી જાય છે એમ આજ પણ વિરુદ્ધ પુરાવો છતાં લોકો માને છે. એ મન્તવ્યની ઉત્પત્તિ નિઃસન્દેહ આ ઉપરથી થઈ છે કે પ્રાચીન સમયમાં હિન્દી માલના બદલામાં પરદેશથી સોનુંરૂપું આવતું. હિન્દુસ્થાનના કાચા માલ ઉપર કુશળ દેશી કારીગર જ હુન્નર કરતા, અને પશ્ચિમમાં ઇરાન, અરબસ્તાન ને પૂર્વમાં ચીન, જાપાન માલ ચડતો તે પણ દેશી વહાણમાં જ ચડતો. એટલે હિન્દુસ્થાન મધપૂડા જેવું પ્રવૃત્તિમય રહેતું, અને જળ ઉપર,

સ્થળ ઉપર, અને મોટાં નગરોમાં એનાં સંતાનને લાભદાયક કામ મળતું. લોકોની શક્તિને અનુસરતી ઉદ્યોગની તકનો સરસ સમુદાય વિદ્યમાન હતો. પૂર્વકાંઠે ઢાક્કાથી મછલીપટ્ટમ સુધી ને પશ્ચિમકાંઠે મલબારથી સિંધ સુધી દેશી રૂમાંથી સરસ કાપડ વણાતું. અઢારમા શતકના પાછલા ભાગમાં હિન્દુસ્થાનથી ઇંગ્લંડ એટલું બધું કાપડ જવા માંડયું કે હિન્દી હરીફો ઉપર સંરક્ષક જકાત નાખવાની માગણી અંગ્રેજ લોકો જોરથી કરવા મંડયા. ૧૭૩૫માં 'જેંટલમૅનઝ મૅગઝિન' માં નીચલી કવિતા આવી હતી તે ઉપરથી હિન્દી કાપડની હરીફાઈ ઇંગ્લંડને કેટલી આકરી પડી ગઈ હતી તેનો ખ્યાલ આવે છેઃ

'રેશમી વસ્ત્ર લોકોના વસ્ત્રભંડારની શોભા છે;
હિન્દી શાળ : કેવો સરસ કબજો પૂરો પાડે છે ?
પણ હું અહીં અંગ્રેજ મહિલાઓને સલાહ આપું છું, કે
દેશીની આંખથી આ પરદેશી માલ સંતાડી રાખજો;
રખેને કામને અભાવે બડબડતા પ્રતિસ્પર્ધી કારીગર
કોપાયમાન થઈને એ ઈર્ષ્યાજનક કારીગરીનો નાશ કરે.'

અંગ્રેજોનો વણાટઉદ્યોગ તદ્દન ભાંગી ન પડે એ હેતુથી હિંદી માલ ઉપર ઇંગ્લંડમાં ભારે દાણ લેવાવા માંડયું. હાથીદાંત અને હીરા-માણેકની કારીગરી બંધે બહુ ખપતી, અને હિંદુસ્થાનના મસાલા કહેવતરૂપ થઈ પડ્યા હતા. રેશમી કાપડ, ભરતકામ અને શેતરંજી શ્રીમંતોના કળામય શોખને સંતોખતાં.

સમુદ્રના વેપારને લીધે વહાણ બાંધવાનો ઉદ્યોગ ઊભો થયો. બાલાસોરવાળા વાણોતરોએ કંપની ઉપર તા. ૧૬–૧૨–૧૬૭૦ને દિવસે લંડન કાગળ લખ્યો હતો તેમાંથી અધ્યાપક રાધાકુમુદ મુકરજી નીચલો ઉતારો કરે છેઃ 'ઘણા અંગ્રેજ વેપારી ને બીજા વર્ષેવર્ષે વહાણ બંધાવે છે. અહીં ઉત્તમ ને સરસ ઊગેલો સાગ જોઈએ એટલો મળે છે, લોઢું પણ કાંઠા ઉપર ઘણું સારું હોય છે; લોઢાનું કોઈ પણ જાતનું કામ અહીંના લોકો કુશળતાપૂર્વક કરે છે, જેમકે મીંદડી, નકૂચા, ખીલા

વગેરે. બહુ હુશિયાર વહાણુ બાંધનારા પણુ અંહી ઘણા છે; દુનિયાના કોઈ પણુ ભાગમાં મેં જોયું છે એટલી ચતુરાઈથી તેઓ સરસ વહાણુ બાંધે છે ને પાણીમાં ઉતારે છે. રાંઢવાં બનાવવાની તેમની રીત પણુ સરસ છે.' ૧૮૦૨ સુધી ઇંગ્લંડને સારુ વહાણુ ને લડાયક વહાણુ હિંદુસ્થાનમાં બંધાતાં, અને હિન્દી વહાણુ બાંધનાર પાસેથી ઇંગ્લંડ નકશા અને નમૂના ઉછીના લેતું.

તે સમયમાં બંધાયેલાં ને આજ પણુ મોજૂદ સુંદર મકાનો, નહેરો ને ધોરી રસ્તા તે સમયની સમૃદ્ધિના સુભાષિત સાક્ષી છે.

એ ખરું છે કે દેશના કોઈ કોઈ ભાગ દુષ્કાળથી ઉજ્જડ બનતા, પણુ આખા દેશમાં એકીવખતે દુષ્કાળ કદાપિ પડતો નહિ. દુષ્કાળનું કારણુ મુખ્યત્વે અનાવૃષ્ટિને પરિણામે થતી અનાજની અછત હતું: છતાં દાણા લેવાના પૈસા લોકો પાસે ન હોય એવી સ્થિતિ કદાપિ નહોતી. તે વખતના દુષ્કાળ આર્થિક સ્થિતિના પરિણામરૂપ નહિ પણુ કુદરતી આફતરૂપ હતા. વાહનની પૂરી સગવડ નહિ એટલે માલ લઈ જવામાં વિલંબ બહુ થતો ને મહેનત બહુ પડતી, એટલે દુષ્કાળસંકટ-નિવારણનું કામ લગભગ અસાધ્ય જેવું હતું.

વખતેવખતે કોઈ પરદેશી રાજા હિંદુસ્થાનના ધન ઉપર કુદૃષ્ટિ કરતો અને ચડાઈ કરીને મંદિરો તથા મહેલોમાં કરેલો ધનસંચય પડાવી જતો. લૂંટારા સિપાઈઓ થોડીઘણી લૂંટ કરે એ પણુ અનિવાર્ય હતું; પરંતુ એકંદરે ખેડુ અને કારીગરો શાંતિથી પોતાનો ધંધો કર્યા કરતા. ગમે તેમ પણુ, ચડાઈ છતાં પણુ ઊપજનાં સાધન લોકોના હાથમાં જ રહેતાં, અને લોકો વળી પાછા ઉત્પત્તિને કામે છૂટથી લાગી જતા. પ્રજાના ધનનો આધાર લોકોની ઉપજાઉ શક્તિ ઉપર હોય ને ધનસંચય ઉપર ન હોય તો આપણે ખુશીથી કહી શકીએ કે આ ચડાઈઓથી જનહિતને બહુ ઓછો ધક્કો લાગતો. ખેતી પવિત્ર ગણાતી અને લડતા રાજાઓ ખેતીની મિલકતને નુકસાન પહોંચવા દેતા નહિ. ૧૭૩૯માં નાદીરશાહની લડાઈ થઈ એવી ચડાઈથી ક્ષણિક ઉપદ્રવ થાય પણુ

લોકની આર્થિક એકતા છિન્નભિન્ન ન થાય અને એટલે બહુ ત્રાસ ન થાય એ સહજ સમજી શકાય એમ છે. રૉકફેલર કે ફૉર્ડનું ધન અમેરિકા ખૂએ છતાં એ પ્રજાને બહુ હાડમારી ન થાય એમ આપણે કલ્પી શકીએ; પણ ખેડૂત અને કારીગરોનાં નિર્વાહસાધન પડાવી લેવાય તો તો કાળો કેર જ વર્તે. 'પૈસો તો હાથનો મેલ છે.' માણસને લૂંટી લે પણ નિર્વાહનું સાધન એની પાસે રહે તો તેમાં પ્રમાણમાં નહિ જેવી હાનિ છે; તેથી ઊલટું, કુશળ કારીગરને લૂંટી લે, એની આંખો ફોડી નાખે ને એના હાથ કાપી નાખે તો તો તે ખરેખર દુઃખી થાય. પરદેશની ચડાઈથી અને જુલમી રાજ્યઅમલથી લોકો થોડો વખત પીડાતા, પણ વળી પાછા તરત તે કલ્યાણમાર્ગે ચડી જતા.

ઉઘરાવેલા કરનો સદુપયોગ થાય કે દુરુપયોગ, પણ તે દેશમાં જ વવરાતા. રાજા ઉડાઉ હોય તો તેથી માત્ર કળા તથા હુન્નરને ઉત્તેજન મળતું. કેમકે એ ઉડાઉપણાથી હુન્નરની ચીજોની માગ વધતી. રાજાઓ વિદ્વાનો તથા કળાધરોને આશ્રય આપવા સારુ પ્રખ્યાત હતા. પોતાની સમસ્ત ઉત્પાદકતાથી આખી પ્રજાને લાભ થતો. પ્રજા જે નિપજાવતી તેનો પોતે ઉપભોગ કરતો; પરદેશીને એમાંથી ભાગ આપવાપણું નહોતું. રાજ્યઅમલ પણ દેશીઓ જ કરતા, એટલે બુદ્ધિશાળી વર્ગોમાંના હુશિયાર માણસોને રાજ્યની નોકરીનાં દ્વાર ઉઘાડાં હતાં; બીજા હજારોને એમાંથી રોજી મળતી તે નોખું.

જેને સ્થળની તેમજ કર ભરનારની અંગત જાણ હોય તે ગામડાંની પંચાયત જ જમીનમહેસૂલ ઠરાવતી. રાજભાગનું પ્રમાણ દેખાવમાં આકરું લાગે, પણ રાજ્યમાં માનુષ અંશ અને અંગત સંબંધ હોવાને કારણે વારંવાર રકઝક થઈને ખેડૂતને રાહત મળી જતી. રાજભાગ પણ ઊપજ ઉપરથી ઠરાવાતો એટલે પ્રમાણમાં જ રહેતો. પોતાની ઇચ્છાનુસાર રાજભાગના પૈસા કે દાણા આપવાની ખેડુને છૂટ હતી, એટલે નહિ તો એને જે ત્રાસ ભોગવવો પડે એનાથી તે બચી જતો. ખેડૂતો તથા બીજાને અનાજનો વધારો રહેતો તેની દુષ્કાળના અર્થે

ખાણુ કરીને રાખતા. સલામતીને સારુ કાંઈક બચત ન રહે એવી રીતે ઊપજ તળિયાંઝાટક ઊપડી ન જતી.

ગામડેગામડે નિશાળ હતી તેનો નિભાવ નોખી કાઢેલી જમીન-માંથી કરતા અને સ્થાનિક સ્વરાજ્યનાં નોખાંનોખાં ખાતાંમાં ગામડાના લોકો જ અધિકાર ભોગવતા, એટલે ગામડું એક નાના પ્રજાસત્તાક રાજ્ય જેવું બની રહેતું.

દેશના ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ વિભાગમાં ફરેલા યુરોપિયન પ્રવાસીઓએ તે તે ભાગની તે વખતની સ્થિતિનાં કરેલાં વર્ણન આ નીચે આપ્યાં છે તે ઉપરથી અઢારમા શતકને અંતે દેશની કેવી આબાદી હતી તેનું ચિત્ર આપણી આંખ આગળ તરે છે.

પોતાની રોજનીશિમાં ભરતપુર રાજ્યનું વર્ણન કરતાં બિશપ હેબર લખે છેઃ 'હિન્દુસ્તાનમાં ઉત્તમ ખેડપાણીવાળા પ્રદેશ મેં જોયા છે તે માંહલો આ એક છે. મોલ ખરેખર સુંદર ઊભા હતા; રૂનો પાક ઘણો સારો હતો. કેટલાક શેરડીના ચિચોડા અને જ્યાંથી શેરડી હમણાં જ વાઢેલ હતી એવા જમીનના વિશાળ કટકા મેં જોયા; આ ધનાઢ્યતાનો ચોકસ પુરાવો છે. વસ્તી બહુ નહોતી જણાતી, પણ ગામડાં સારી સ્થિતિ ને મરામતમાં હતાં, અને આખો પ્રદેશ ઉદ્યમનું એવું આહ્લાદક ચિત્ર અમારી સમક્ષ મૂકતો હતો અને મને ધારવાનું કારણ આપેલ અને કંપનીના મુલકમાં મેં જોયેલ તે કરતાં એટલો ચડિયાતો હતો કે મને લાગ્યું કે કાં તો ભરતપુરનો રાજા પ્રજાને પોતાની પ્રજા સમાન પાળનાર આદર્શ નૃપતિ હશે, અથવા તો કેટલાંક દેશી રાજ્યોમાં પ્રચલિત પદ્ધતિ કરતાં અંગ્રેજી પ્રાંતોમાં પ્રચલિત પદ્ધતિ પ્રજાને ઓછી કલ્યાણકારી હશે.'

લેફ્ટેનન્ટ-કર્નલ મૂર માઇસોરમાં ટીપુના રાજ્ય વિષયે લખતાં કહે છે, 'કોઈ દેશમાં ફરતો પ્રવાસી ત્યાં સારી ખેતી, ઉદ્યમી વસ્તી, સ્થાપિત નગરો, ફેલાતો વેપાર, વધતાં જતાં શહેર અને લોકસુખ

સૂચવનારી આબાદી જુએ તો ત્યાંનો રાજ્યઅમલ લોકોને અનુકૂળ છે એમ સ્વાભાવિક રીતે તે નિર્ણય કરે. આ ટીપુના રાજ્યનો વૃત્તાન્ત છે. . . . એની પ્રજા બીજા કોઈ રાજાની પ્રજા જેટલી સુખી છે એમ માનવાનું કારણ છે. જોકે ટીપુના શત્રુઓ સત્તાધારી હતા અને ટીપુનું વાંકુ બોલાતું સાંભળીને પ્રસન્ન થાય એમ હતા તોપણ એના વિરુદ્ધ કાંઈ ગણગણાટ કે રાવફરિયાદ સંભળાતાં નહોતાં.'

પૂર્વ તરફ વળીએ તો હોલ્વેલ બંગાળાનું આવું વર્ણન આપે છે: 'લોકોની મિલકત તથા સ્વતંત્રતા ઉપર અહીં કોઈ હાથ નાખતું નથી. માલ સહિત કે રહિત પ્રવાસી અહીં આવે કે તરત રાજ્ય તરફથી એની સીધી સંભાળ લેવાય છે, રાજ્ય એને વિનાખર્ચે એક ટપેથી બીજા ટપે લઈ જવા સારુ વળાવા આપે છે.' વળી 'ઢાકાના સમૃદ્ધ પ્રાન્તમાં બધે ખેતી હતી. . . . નિષ્પક્ષપાત ન્યાય અપાતો . . . યશવન્તરાયને પવિત્રતા, પ્રમાણિકતા અને રાજકાજ ઉપર અથાક ધ્યાનનું શિક્ષણ મળેલ, એટલે તેની પ્રજા સુખી થાય એવી રીતે રાજ્ય ચલાવવાનો તે પ્રયત્ન કરતો. એણે બધા ઇજારા ને ધાન્ય ઉપરનું દાણ કાઢી નાખ્યાં હતાં.'

પશ્ચિમમાં મહારાષ્ટ્ર વિષયે આંકેતિલ દુ પેરોં લખે છે, 'હું મહારાષ્ટ્રમાં પેઠો તો મને લાગ્યું કે જ્યાં પ્રકૃતિ હજી અવિકૃત રહેલી છે અને વિગ્રહ તથા દુ:ખ અજ્ઞાત છે એવા સત્યયુગની સરળતા તથા સાતાની વચ્ચે જાણે હું છું. લોકો આનંદી, બળિયા અને તન્દુરસ્ત હતા, મર્યાદારહિત અતિથિસત્કાર સાર્વજનિક સદ્ગુણ હતો; એકેએક દ્વાર ખુલ્લું હતું અને મિત્ર, પાડોશી કે પરદેશી, જેને જે જોઈએ તેને તે લેવાની છૂટ હતી.'

ઓગણીશમા શતકના આરંભમાં એક સમૃદ્ધ દેશનાં આ આનન્દદાયક ચિત્રો છોડીને, વીશમા શતકને આરંભે તે જ દેશની દશા કેવી હતી તે હવે આપણે નિરખીએ.

# પ્રકરણ ૩ જું

## વીશમા શતકના આરંભનું હિન્દુસ્થાન

વળી પાછા આપણે થોડાક યુરોપિયન દ્રષ્ટાઓને સાક્ષીના પાંજરામાં પૂરીએ. ઇંગ્લંડના પ્રધાન મિ. રૅમ્સે મેકડોનલ્ડ કહે છે, 'દિવસો ને દિવસો લગી કોઈ તે દેશમાં ફરે, તો સતત પરિશ્રમી અને લોહીનું પાણી કરતાં દૂબળાં માણસ વિના બીજું કાંઈ ન જુએ. હિંદુસ્થાન દરિદ્રતાનું ઘર છે; અને પરમરમણીય દેહલતાઓમાં આ દરિદ્રતા મૂર્તિમતિ થયેલી છે, એટલે મને તે વધારે લાગી આવી.' અને આગળ ચાલતાં તે ઘોષણા કરે છે, 'ભરતખંડની દરિદ્રતા મત નહિ પણ વસ્તુસ્થિતિ છે.'

ડૉ. ઓલ્ડફીલ્ડ 'ડેઇલી ન્યૂસ' પત્રમાં લખે છેઃ 'તેને સ્વસ્થાને જ હિન્દી પ્રશ્નોનો અભ્યાસ કરીને હું આ ઘડીએ જ પાછો ફર્યો છું, અને ત્યાં ગામડેગામડે પુરુષોમાત્ર ને તેથી વિશેષ સ્ત્રીઓ તથા બાળકો અર્ધું જ પેટ ભરાય એટલું અન્ન પામે છે, અને જીવવું જ જાણે ભારે થઈ પડ્યું હોય એવી દયાજનક દશામાં રહે છે તે જોઈને માણસના મનમાં જે અત્યન્ત કરુણા સ્ફુરે છે તે તમારા વાચકો સમક્ષ જેટલી દિલોજાનીથી હું મૂકું એટલી ઓછી છે.

'ઇંગ્લંડનાં ગામડાંની દરિદ્રતા ને લંડનના ગરીબ લત્તાઓની શૂન્યતા મારી જોયેલી છે (અને ઘરની ખરી દરિદ્રતા પાદરી કરતાં ડાકટરને વધારે સારી રીતે નજરે પડે છે); પણ હિન્દુસ્થાનના શૂરા, પ્રમાણિક, મહેનતુ, કરકસરિયા લોકો અઠવાડિયા ઉપર અઠવાડિયું દરડા કરે છે અને દિવસમાં બેવાર જારબાજરાનો લૂખો રોટલો તથા એને ગળે ઉતારવા સારુ મરચું અને છાશનો વાટકો જ ખાવા પામે છે, તે દેખાવ મારી આંખ આગળ તરે છે એમ બીજો એકે નથી તરતો.

'હમણાં (૧૯૦૨) જાહેર દુષ્કાળ નથી, પણ હું કોડીબંધ ગામડાંમાં ગયો ને ઘણુંયે ઘરમાં પેઠો તો અનાજની કોઠી ઠાલી અથવા લગભગ ઠાલી જોઈ.'

'આનો અર્થ શું? અર્થ આ, કે કર ભરવા સારુ એ લોકોનો ક્ષુદ્ર પાક વેચાઈ ગયો છે, ને બીજા બે માસમાં તો તેમની પાસે અનાજનો દાણોય નહિ રહે.'

રેવરંડ નાઉલ્ઝ નામે મિશનરી પુરાવો આપે છેઃ 'ધર્મપ્રચારના મારા પોતાના અનુભવમાં મેં ૩૦૦ માણસના સંઘની કમાણી તપાસી તો જાણવામાં આવ્યું કે સરેરાશ આવક માથાદીઠ દિવસની પા (¼) પેની કરતાં ઓછી છે. તે લોકો જીવતા નથી; જેમતેમ અસ્તિત્વ ટકાવે છે.'

લંડનના અધ્યાપક સ્લેટર હિન્દુસ્થાનની ગરીબાઈને 'ભયાનક વાત' કહે છે.

૧૯૨૭માં જ ડૉ. રૂધરફર્ડ લખે છે, 'બધેય જીવનકલહ ભયંકર છે,' અને ગામડિયાનાં દુઃખ વર્ણવીને આગળ ઉપર કહે છે, 'મને વિશેષ ત્રાસ છૂટયો. ને અરેરાટી થઈ તે કદાચ આને લીધે, કે હું ઇંગ્લંડનો નાગરિક છું અને એટલે ધીરેધીરે આવતા ને વેદનામય મરણમાં પરિણમતી હિન્દીઓની દીન દશાને સારુ હું જવાબદાર છું, કારણ જે રાજવહીવટ નહેર બાંધીને ને જમીનમહેસૂલ ઘટાડીને દુષ્કાળ ઉપર અંકુશ મૂકવામાં નિષ્ફળ ગયેલ છે તે રાજ્યવહીવટને સારુ હું જવાબદાર છું.'

અર્થશાસ્ત્રી મિ. હિંડમન અભિપ્રાય આપે છેઃ 'આપણી નજરે હિન્દુસ્થાન વધારે ને વધારે નબળું પડતું જાય છે, ને એના મહાજનમંડળનું લોહી જ આપણા રાજ્યમાં ધીરેધીરે પણ સતત વધતા વેગથી વહી જાય છે.'

આ તરતચિત્ર(સ્નેપશોટ)થી વિહગાવલોકન કરવું હવે રહેવા દઈએ, અને વધારે ઊંડા ઊતરીએ, તો જણાય છે કે કુશળ કારીગરોના હુન્નર પડી ભાંગ્યા છે, અને એને બદલે કોઈ બીજો ઉદ્યોગ એને હાથ લાગ્યો નથી, પણ આ લોકોનેય ખેતીમાં પડવું પડ્યું છે, જેમતેમ કરીને તે અનિશ્ચિત જીવનયાત્રા ચલાવે છે: વસ્તી સહજ વધી છે. ચોમાસામાં તે કામ કરે છે ને પછી નવરા બેસી રહે છે.

યુરોપ કરતાં આપણે અહીં વસ્તી ગયા શતકમાં પ્રમાણમાં બહુ ઓછી વધી છે. ભારતમાં અને ગ્રેટ બ્રિટનમાં છેલ્લા ત્રણ દશકામાં વસ્તી કેટલા ટકા વધી તે નીચે સરખાવ્યું છે:

| | ૧૮૯૧–૧૯૦૧ | ૧૯૦૧–૧૯૧૧ | ૧૯૧૧–૧૯૨૧ |
|---|---|---|---|
| ભારત | ૨.૫ | ૭.૧ | ૧.૨ |
| ગ્રેટ બ્રિટન | ૧૨.૨ | ૧૧.૬ | ૫.૪ |

એટલે વસ્તીની વૃદ્ધિથી કાંઈ કઠણાઈ નથી ઊભી થઈ.

પરદેશ સાથેના વેપારમાં પ્રથમ આપણે તૈયાર માલની નિકાસ કરતા, એને ઠેકાણે હવે તૈયાર માલની આયાત થાય છે અને કાચા માલની નિકાસ થાય છે. કાપડનો ગૃહઉદ્યોગ નાશ પામ્યો છે, ને એને બદલે બીજો ઉદ્યોગ છે નહિ. વહાણું ને વહાણબાંધણીનોય મૃત્યુઘંટ વાગી ગયો છે.

અનેક દુષ્કાળ પડ્યા છે, અને તે પણ આપણા સમગ્ર ઇતિહાસમાં નથી પડ્યા એવા નાશકારક. ધનવહેંચણી બહુ વિષમ થઈ ગઈ છે.

બધો રાજવહીવટ લગભગ યુરોપિયનોના હાથમાં છે, ને તે લોકો ઇંગ્લંડની વળત–ટિકિટ ગુંજામાં રાખીને સ્વાભાવિક રીતે વર્તે છે. તેમના અને પ્રજાના સ્વાર્થ એક નથી, અને તેમને પ્રજાને જવાબેય દેવો પડતો નથી. તેમના પગ ભારતભૂમિ ઉપર અવશ્ય પડ્યા છે,

પણ તેમનું મુખ 'ઘર' (હોમ) પ્રત્યે વળેલું છે. દેશી પ્રથમ રાજ-વહીવટ કરતા તેની ટૂંકા પગારવાળા કારકુનરૂપે અધોગતિ થઈ છે.

અંગ્રેજ આવ્યા તે વખતે દેશમાં 'રાષ્ટ્રીય શિક્ષણની વિસ્તૃત પદ્ધતિ' હતી તે પણ, નિશાળ નિભાવવા નોખી કાઢેલી જમીન ઉપર કર ચડતાં, બીજી દેશી સંસ્થાઓ ભેળી મરણશરણ પામી.

આગગાડી ખૂબ ખીલી છે ને ભારે કાર્યસાધક છે, પણ નહેર ઉપર પ્રમાણમાં કાંઈ ખર્ચાતું નથી.

પરદેશ સાથે 'છુટો વેપાર' ચાલે છે, અને મીઠા તથા જમીન ઉપરના અને એવા પાછા હઠાડનારા કરથી રાજકોશ ભરાય છે.

ઓગણીશમા શતકના આરંભમાં જાહોજલાલી હતી ને વીશમા શતકમાં ત્રાહિત્રાહિનો પોકાર થાય છે; એમ રાષ્ટ્રજીવનને લેખે એટલા ટૂંકા સમયમાં આટલો ફેરફાર કેમ થઈ ગયો તે હવે આપણે જોઈએ.

લોકકલ્યાણની આધારભૂત વસ્તુઓનું સ્થૂળ વર્ગીકરણ આમ થાય:

૧. માણસના અંદરના ગુણ,

૨. પરિસ્થિતિ,

ક. સ્વાભાવિક, અને ખ. કૃત્રિમ,

હિન્દી ખેડૂતના અંદરના ગુણ જોઈએ તો તે બુદ્ધિશાળી, ઉદ્યમી અને અત્યંત વસમી અને નિરાશ કરનારી દશામાં પણ સહનશીલ છે એની કોઈએ ના નથી પાડી, એટલે આ પરત્વે તો એક મિ. મેકડોનલ્ડનો પુરાવો જ ટાંકીએ. તે કહે છે, 'લોકો દુનિયામાં સૌથી વધારે ઉદ્યોગી છે, અને તેમની ઘણી જમીન ફળદ્રુપ છે તથા સરસ પાક આપે છે.'

સ્વાભાવિક પરિસ્થિતિ વિચારીએ તો હિન્દુસ્થાન જેવા સમૃદ્ધ દેશ બહુ થોડા હશે. મેંગનીઝ, ત્રાંબું, લોઢું, કોયલા, સોનું, પેટ્રોલિયમ, મીઠું, સીસું, [illegible]ખાર, ઇત્યાદિ ભૂગર્ભમાં સંતાયેલ ખજાનો પડ્યો છે. જમીનમાં ચા, બુંદદાણા, ગળી પાકે છે, શણનો તો આપણે જગતઇજારો જ છે,

અને રૂમાં આપણી ત્રીજી ખુરશી છે. જગતબજારમાં બીજી મહત્ત્વની પેદાશમાં ઘઉં ને તેલી બી છે. ગગનચુંબી પર્વતમાળા કેટલીયે છે, ત્યાં વીજળી ઊપજી શકે. પ્રકૃતિમાતાની આટલી કૃપા છતાં હિન્દુસ્થાન અતિ દરિદ્ર હોય તો તેમાં પ્રકૃતિનો તો વાંક નથી જ. એટલે માણસ અને પ્રકૃતિ બેય નિર્દોષ ઠરે છે, અને કૃત્રિમ પરિસ્થિતિનો જ વિચાર કરવો રહે છે.

જીવનનું ધોરણ નીચું હોય એટલે ઊપજ થોડી હોય એ વાદને વિષયે ડૉ. ડેવનપોર્ટ કહે છેઃ 'વધારે માલ પોતાને જોઈતો ન હોય એટલે નહિ, પણ વધારે માલ સારી શરતે મળે નહિ એટલે માણસ ભોગવતા અટકે છે.' હિન્દુસ્થાનમાં એવી કઈ વસ્તુઓ છે, જેને લીધે વધારે માલ સારી શરતે દુર્લભ થાય છે? આપણો વિષય મર્યાદિત છે, એટલે કૃત્રિમ પરિસ્થિતિમાંથી એક મુખ્ય વસ્તુ, અર્થાત્ રાજ્યના આવકવરાની જ આપણે ચર્ચા કરશું. હિન્દુસ્થાનમાં આગગાડી ને પરદેશી હૂંડિયામણ પણ સરકારહસ્તક છે, એટલે તે પણ આપણી દૃષ્ટિમર્યાદામાં આવશે.

સાર્વજનિક અને ખાનગી આવકખર્ચની વિચારપદ્ધતિમાં મુખ્ય ફેર આને લીધે આવે છે, કે વ્યક્તિની આવક નિશ્ચિત હોય છે એટલે એને આવકના પ્રમાણમાં ખર્ચને નિયમમાં રાખવું પડે છે, પણ રાજ્ય તો નોખી નોખી વસ્તુઓમાં કેટલું ખર્ચ કરવું તે પ્રથા નક્કી કરે છે, ને પછી એટલા પૈસા કેમ ઊભા કરવા તે વિચારે છે. એટલે આપણે પ્રથમ ખર્ચ તપાસશું ને પછી આવકનાં સાધન નિહાળશું.

પોતાનાં ખપજોગાં નાણાં ગમે તેમ કરીને રાજ્ય મેળવી શકે એ તાત્ત્વિક દૃષ્ટિએ રાજ્યને સગવડ છે ખરી, પણ આપણે ભૂલવું ન જોઈએ કે આ ધનપ્રાપ્તિની શક્તિ નિરપેક્ષ નથી, પણ પ્રજાશક્તિ ઉપર અવલંબી રહેલ છે, એટલે પ્રજા અમુક કારભારથી વધારે સહન કરી શકતી નથી. પ્રજાના ફાલતુ ધન ઉપરથી મોજશોખ ઉપર રાજ

હાથ નાખે એટલે વિરોધ ઉપસ્થિત થાય છે, અને મોજશોખ ઉપરથી આરામ ઉપર ને આરામ ઉપરથી જરૂરિયાતો ઉપર જેમ રાજ્યનો હાથ પડતો જાય તેમ આ વિરોધ વધતો જાય છે. વસ્તુતાએ, કામ કરનારને કાર્યસાધક દશામાં ટકાવવાને માંડ પૂરી પડતી હોય એટલી આવક ઉપર કર પડે, એટલે પ્રજાશક્તિનો અન્ત આવી જાય છે, અને પછી કર વધે તો તેનાથી રાષ્ટ્રની મૂડીને જ ધક્કો લાગે. એક એક વ્યક્તિની કર ભરવાની શક્તિનું માપિયું માણસને ભાગ્યે જ જડે, એટલે કોઈ પણ પ્રકારની કરપદ્ધતિમાં થોડાક લોકોને હાડમારી ભોગવવી પડે એનો કાંઈ ઉપાય નથી. પણ કાર્યસાધકતા ઘટે નહિ, અને બનતા લગી નિર્વાહજોગી આવક ઉપર કાંઈ બોજો ન પડે એટલા સારુ ઘણી સંભાળ રાખી શકાય.

આ શરતોને વશ વર્તીને, કેટલી આવક થાય એમ છે તે ઠરાવીને, રાજ્યની આવક એવી રીતે ખર્ચવી જોઈએ કે તેથી સાર્વજનિક કોશના એક એક રૂપિયાનો ઉત્તમ ઉપયોગ થાય. એક વર્ગને લાભદાયક થાય એવા ખર્ચ કરતાં જનસમૂહની ઊપજશક્તિ વધે એવા ખર્ચને વધારે પસંદગી મળવી જોઈએ. રાજવહીવટનું ખર્ચ હમેશાં ઓછું રાખવું જોઈએ.

રાજ્યની આવક રાષ્ટ્રની આવકનું જ બટકું છે, એટલે લોકહિતકારી ખર્ચ કરીને તે રાષ્ટ્રને પાછી વાળવી જોઈએ; આ પ્રમાણે જેટલી રકમ પાછી ન વળે એટલે અંશે રાષ્ટ્ર દરિદ્ર થાય છે, કેમકે પોતાની ઊપજનો પૂરો લાભ એને મળતો નથી.

# પ્રકરણ ૪ થું

## સાર્વજનિક ખર્ચ

હિન્દુસ્થાન સરકાર તથા પ્રાન્તોના ૧૯૨૫–૨૬ના શુદ્ધ ખર્ચના નીચલા આંકડા આવકનો કેવો ઉપયોગ થાય છે તે વિષયે બોધક છે:

| | | ટકા |
|---|---|---|
| દેણાંનાં વ્યાજ | રૂ. ૨૧,૬૨,૦૯,૦૦૯ | ૧૫.૨ |
| લશ્કરી | ૫૫,૯૯.૮૫,૬૫૪ | ૩૯.૫ |
| મુલકી વહીવટ | ૫૫,૪૪,૩૩,૫૮૭ | ૩૯.૨ |
| પરચૂરણ | ૮,૭૦,૬૦,૫૩૫ | ૬.૧ |
| એકંદર | રૂ. ૧,૪૧,૭૬,૮૮,૭૮૫ | ૧૦૦.૦ |

'મુલકી વહીવટ'ની વીગત નીચે પ્રમાણે છે:

| | લાખ રૂ. | ટકા |
|---|---|---|
| સામાન્ય રાજ્યવહીવટ | ૧૨,૪૯ | ૮.૯ |
| હિસાબ તપાસણી | ૮૪ | .૫૮ |
| ન્યાય | ૪,૬૯ | ૩.૩૧ |
| કેદખાનાં | ૧,૯૪ | ૧.૩૮ |
| પોલીસ | ૧૧,૬૯ | ૮.૨ |
| બંદર | ૩૧ | .૨૧ |
| ખ્રિસ્તી દેવળ | ૩૨ | .૨૨ |
| રાજદ્વારી | ૩,૩૭ | ૨.૪ |
| વિજ્ઞાન | ૮૬ | .૬ |

| | | |
|---|---|---|
| કેળવણી | ૧૦,૬૬ | ૭.૬ |
| વૈદ્યક | ૩,૨૦ | ૨.૨૮ |
| સાર્વજનિક આરોગ્ય | ૧,૮૧ | ૧.૨૫ |
| ખેતી | ૧,૭૬ | ૧.૨૪ |
| ઉદ્યોગ | ૧,૩૦ | .૯૨ |
| વિમાન તથા પરચૂરણ | ૧૭ | .૧૧ |
| | ૫૫,૪૪ | ૩૯.૨૦ |

એ જ વર્ષમાં યુનાઇટેડ સ્ટેઇટ્સના ખર્ચની નીચલી વીગત સાથે આને આપણે સરખાવીએ:

| | કરોડ | ટકા |
|---|---|---|
| દેણાંનાં વ્યાજ | ૨,૪૩૨ | ૨૨.૩ |
| બચાવ | ૨,૦૮૫ | ૧૮.૭ |
| મધ્યસ્થ સરકાર | ૮૬૭ | ૭.૮ |
| કેળવણી | ૨,૧૬૭ | ૧૯.૫ |
| રાજમાર્ગ | ૧,૫૬૮ | ૧૪.૧ |
| સમાજહિત | ૧,૦૨૦ | ૯.૧ |
| સાર્વજનિક ઉપયોગનાં ખાતાં | ૫૮૩ | ૫.૨ |
| આર્થિક ખિલવણી | ૨૦૭ | ૧.૯ |
| પરચૂરણ | ૧૫૫ | ૧.૪ |
| | ૧૧,૧૩૪ | ૧૦૦ |

આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે ઉપલા આંકડા પોતાનાં આવકખર્ચ ઉપર સત્તા ભોગવતા પ્રજાતંત્રના છે, હિંદુસ્થાનમાં એવો પ્રજાનો અંકુશ નથી. વળી બેય દેશની સરખામણી ઠેઠ લગી કરી શકાય તેમ નથી. તોપણ બેય દેશની સરકારની નીતિ વચ્ચે મોટો ફેર આપણે જોઈ શકીએ છીએ. આપણે ભૂલવું ન જોઈએ કે અમે-

રિકામાં 'બચાવ' માં પોલીસનોય સમાવેશ થાય છે, અને બીજી પ્રજાઓ કરતાં અમેરિકન સૈનિકોના પગાર ઘણા મોટા હોય છે.

અમેરિકા દેણાં, લશ્કર ને સામાન્ય રાજ્યવહીવટમાં ૪૮.૮ ટકા ખર્ચે છે ને બાકી ૧૯.૫ ટકા ખર્ચવાળી કેળવણી તથા બીજી રાષ્ટ્રપોષક પ્રવૃત્તિઓમાં ખર્ચે છે, ત્યાં હિન્દુસ્થાન દેણાં, લશ્કર અને રાજ્યવહિવટમાં ૯૩.૭ ટકા ખર્ચે છે, અને એટલે ખિલવણીને અર્થે બહુ થોડું વધે છે. શિક્ષણમાં જે નાનકડી રકમ ખર્ચાય છે એમાંથી પણ યુરોપિયન બાળકોની કેળવણીમાં હિંદુસ્થાનમાંની યુરોપિયન વસ્તીના માથાદીઠ રૂા. ૨૫ ખર્ચાય છે, અને દેશી બાળકોને અર્થે માથાદીઠ ચાર આનાની બાદશાહી રકમ—એટલે યુરોપિયન બાળકોની કેળવણીમાં ખર્ચાય છે એનો એક ટકો—ખર્ચાય છે! યુરોપિયન 'ખાય, પીએ અને રાજ કરે છે' ને 'વધે એટલું દેશીને નાખે છે.'

## દેણાં ને લશ્કર

દેશદેશમાં કુલ આવકના કેટલા ટકા બચાવનાં સાધનમાં ખર્ચાય છે તે અધ્યાપક ખુશાલ તલકશી શાહે ગણી કાઢ્યું છે:

| | | | |
|---|---|---|---|
| હિંદુસ્થાન | ૬૩.૮ | સ્પેઇન | ૧૭.૬ |
| ઇંગ્લંડ વગેરે | ૫૩.૭ | ફ્રાન્સ | ૨૦.૦ |
| ઑસ્ટ્રેલિયા | ૪૮.૩ | ઇટલી | ૧૭.૩ |
| કેનેડા | ૨૪.૨ | યુનાઇટેડ સ્ટેઇટ્સ | ૩૮.૨ |
| દક્ષિણ આફ્રિકા | ૫.૨ | જાપાન | ૪૯.૦ |

આ આંકડા ૧૯૨૨ના છે પણ અનુત્પાદક ખર્ચનો કેટલો બોજો આપણે શિરે પડે છે તેની એ ઉપરથી કલ્પના થઈ શકે છે. પોતાના પ્રયત્નનું ફળ પ્રજાને ન મળે તેને પરિણામે વર્ષ વીતે તેમ પ્રજા કેમ દરિદ્ર ન થઈ જાય? ઇંગ્લંડને હિંદુસ્થાન જીતવામાં ખર્ચ થયું તે અને એશિયા ને આફ્રિકામાં પોતાના હિતની રક્ષા કરવા વિગ્રહ કરવામાં ખર્ચ થયું તે પણ ઇંગ્લંડે હિંદુસ્થાન માથે લાદ્યું, આમાંથી આપણાં

દેણાં મુખ્યત્વે કરીને ઊભાં થયાં છે. તે ઉપરાંત, હિંદુસ્થાનાનના 'રખવાળો'એ મહાન વિગ્રહ વેળાએ પોતે પોતાને દોઢ અબજ રૂપિયાની 'ભેટ' ધરી, અને તે જ વખતે અધ્યાપક શાહની ગણતરી પ્રમાણે હિંદુસ્થાને ૧ અબજ ૮૦ કરોડ રૂપિયાની ખોટ ભોગવી. આ પ્રચંડ દેણાં પારકા કજિયામાં અને પારકા હિતને અર્થે થયાં, એટલે તેને હિંદુસ્થાન ઉપર નાખવાં એમાં ન્યાય નથી.

લશ્કર વિષયે પણ, દેશની વિવિધ જરૂરિયાતોનો વિચાર કરીને અધ્યાપક શાહ કહે છે: 'હિંદુસ્થાનમાંનું લશ્કર જેવું નિરુપયોગી છે એવું જ ખર્ચાળ છે; અને એના ખર્ચ વચ્ચે તથા એ લશ્કર હિંદી પ્રજાની સેવા કરતું કહેવાય છે તે સેવા વચ્ચે કોઈ પ્રમાણ નથી.'

રેમ્સે મેકડોનલ્ડ પણ આવા જ અભિપ્રાય ઉપર આવે છે, 'હિંદુસ્થાનને આ વિષયમાં ન્યાય મળ્યો નથી એમાં શંકા નથી.' વળી 'હિંદુસ્થાનમાંના લશ્કરનો મોટો ભાગ—અર્ધું તો નક્કી—શાહેનશાહતી લશ્કર છે ને એની આપણને હિંદુસ્થાનને નહિ પણ બીજે કારણે જરૂર છે, એટલે એનું ખર્ચ ઇંગ્લંડે આપવું જોઈએ, નહિ કે હિંદુસ્થાને.'

## મુલકી રાજવહીવટ

આ બાબત યુનાઇટેડ સ્ટેઇટ્સ કરતાં આશરે પાંચગણું ખર્ચ થાય છે, અને મિ. મેકડોનલ્ડની આ કબૂલાતમાં કાંઈ આશ્ચર્ય નથીઃ 'હિન્દુસ્થાનનો રાજ્યવહીવટ ખર્ચાળ છે એ કબૂલ કરવું જોઈએ.' આગળ ચાલતાં તે ઉમેરે છે, 'પરદેશી રાજ્ય હમેશાં ખર્ચાળ જ હોય, એના ખર્ચ જેટલું તે કામ આપતું હોય તોપણ.'

આપણા અમલદાર ઇંગ્લંડ જેવા મોંઘવારીવાળા દેશથી આપણે આણવા પડે છે; એટલે એ લોકો લલચાય એવડા મોટા પગાર અવશ્ય આપવા પડે. વળી માણસ પરદેશ ખેડવાનું જોખમ વહોરે એટલા સારુ પણ એને વધારે પગાર દેવો પડે. બ્રિટિશ રાજ્યમાં

શરૂઆતમાં બ્રિટિશ રાજ્યપદ્ધતિ પરદેશી ને નવીનવી હતી, ત્યાં સુધી મોટા પગારવાળી જગ્યાએ અંગ્રેજ છોકરાઓને બેસાડવાનું કાંઈક બહાનું પણ હશે, પણ હવે તો હજારો હિંદી પાશ્ચાત્ય પદ્ધતિ અનુસાર કેળવાઈ ગયા છે એટલે આ રીતનો લેશમાત્ર બચાવ થઈ શકે એમ નથી. નોકરશાહીમાં આજકાલ કલ્પના તથા સર્ગશક્તિનો અભાવ જોવામાં આવે છે. ચીલેચીલે એ ચાલી જાય છે, અને દેશની ઊપજ વધારવાને સારુ કાંઈ કરતી નથી. ૧૯૧૩માં, ૧,૦૦૦ રૂપિયા ને એની ઉપરના પગારવાળી જગ્યાઓમાંથી ૯૬ ટકા ઉપર યુરોપિયન તથા ઍંગ્લોઇંડિયન હતા, ને માત્ર ૪ ટકા દેશીના હાથમાં હતી. બધા નોકરને લેતાં, યુરોપિયનવાળી જગ્યાનો સરેરાશ પગાર રૂ. ૯૩૩ ને દેશીવાળી જગ્યાનો રૂ. ૩૭૧ હતો. આ નોકરને પગાર આપનાર પ્રજાની માથાદીઠ વાર્ષિક આવક ૧૯૧૧માં મિ. શિરાઝની ગણતરી પ્રમાણે રૂ. ૫૦ હતી. એની સાથે આ પગારને સરખાવીએ, તો જણાય છે કે એક યુરોપિયન અમલદાર ૨૨૪ પ્રજાજનની અને દેશી અમલદાર ૮૪ પ્રજાજનની બરાબર છે. લોકોના ગજાનો વિચાર કરીએ તો દેશી તથા યુરોપિયન અમલદારોને વધારેપડતો પગાર અપાય છે એ સ્પષ્ટ છે. ન્યૂયોર્ક ધનાઢ્યમાં ધનાઢ્ય દેશનો ધનાઢ્યમાં ધનાઢ્ય ભાગ છે, ત્યાં ગવર્નરને વર્ષે ૧૦,૦૦૦ ડૉલર, એટલે નાગરિકની સરેરાશ આવકથી ચૌદગણો પગાર મળે છે, અને મુંબઈના ગવર્નરને ૧,૨૦,૦૦૦ રૂપિયા, એટલે પ્રજાની સરેરાશ આવકથી ૨,૪૦૦ગણો પગાર મળે છે. મિ. મેકડૉનલ્ડ સૂચવે છે: 'નોકરોને પગાર દેશી ધોરણે આપવા જોઈએ, પરદેશી ધોરણે નહિ,' અને એ કબૂલ કરે છે; 'આજ સુધી આપણે હિન્દુસ્થાનને બહુ નુકસાન કર્યું છે, અને સ્વરાજ થાય તે વખતે આ સુધારો કરવા જેવો છે.'

આવકનો મોટો ભાગ રાજવહીવટમાં તણાઈ જાય છે અને બીજા કામ સારુ લગભગ કાંઈ રહેતું નથી એ તો છે જ, પણ નોકર બધા દેશી હોત તો ઘણાખરા ધનનો માત્ર હાથબદલો જ થાત, અને

દેશસમસ્તને કાંઈ અવગુણ ન થાત. દેશની ઊપજનો મોટો ભાગ પરદેશી અધિકારીના હાથમાં જાય છે, અને તેમાંથી મોટી રકમ બચત તથા ' પેનશન ' ના રૂપમાં વિલાયત ખેંચાઈ જાય છે, એ વાત હિન્દુસ્થાનના હિતેચ્છુઓને ચિન્તાજનક છે. ' પેનશન ' વિષયે મિ. મેકડોનલ્ડ કહે છે: ' પરદેશી રાજ્યની અંદર આ ખર્ચ બમણું ગંભીર છે; કેમકે તે હિન્દુસ્થાનની ઊપજમાંથી જ નહિ પણ હિન્દુસ્થાનમાંથી જ ઊપડી જાય છે.' આગળ જતાં તે કહે છે, ' આને લીધે પોષકપ્રવાહમાંથી આવશ્યક પાણીનો ઘણો મોટો જથો હરાઈ જાય છે અને પરિણામે નિર્ધનતા આવે છે.' અને છેવટે તે લખે છે: ' ભારે ખંડણી પરદેશ જાય તો જનસમૂહ આબાદ ન થઈ શકે.'

આ પ્રમાણે ખર્ચના ૯૩.૯ ટકા તો માત્ર ઊપજને ઘટાડે છે અને તેમાંથી મોટો ભાગ દેશબહાર જાય છે તથા એનું વળતર લગભગ કાંઈ મળતું નથી. લોકોની ઊપજશક્તિ તેથી વધે નહિ અને પોતાના પ્રયત્નનું પૂરું ફળ તેમને મળે નહિ, એટલે દશકા ઉપર દશકા આવી નીતિ ચાલુ રહે તો કુબેરનો ભંડારેય ઠાલોઠમ થઈ જાય.

## મૂડીખર્ચ

આ ખાતાનો ખર્ચ એવો હોવો જોઈએ, કે દેશના આર્થિક વિકાસની જરૂરિયાતો સાથે તે યોગ્ય પ્રકારે સંબદ્ધ હોય. કોઈ વસ્તુ પોતે ગમે એવી સારી હોય, પણ જો તે દેશહિતને આવશ્યક ન હોય તો એમાં ખર્ચ કરવું એ પૈસા પાણીમાં નાખ્યા સરખું જ થાય. હિંદુસ્થાન જેવા દેશમાં નહેર અને સોંઘા ગ્રામ્ય વાહનમાં ખર્ચ કરવાની બહુ જરૂર છે. નહેરમાં સરકારે ૯૬ કરોડ રૂપિયા ખર્ચ્યા છે, ત્યાં ૧૯૨૫–૨૬ના અન્ત સુધીમાં આગગાડીમાં ૬,૨૬ કરોડ રૂપિયા નાખ્યા છે. ભારતમાં ૩૮,૫૭૯ માઇલ રેલના પાટા છે, એટલા એશિ-

યાના કોઈ દેશમાં નથી. બીજી અતિ આવશ્યક વસ્તુઓનો ભાવ નહિ પૂછતાં, સરકાર ખાઈપીને આગગાડી પાછળ લાગી, અને મળ્યા એટલા બધા પૈસા એમાં ખુટાડયા. આનું કારણ નીચલા અવતરણમાંથી સ્પષ્ટ થાય છેઃ ‘ પણ ઉછીનાં લીધેલ નાણાંમાંથી આગગાડી ને બીજાં કામ કરવામાં આવ્યાં, જેની યોજના હિસાબી ખાતામાં નહિ પણ સેનાપતિના દફતરમાં થઈ, અને લશ્કરી ખર્ચે આગગાડીવિકાસનો વેશ ધારણ કર્યો’ (મિ. મેક્ડૅાનલ્ડ).

લશ્કરી દૃષ્ટિ ઉપરાંત, આ નીતિને પરિણામે ઈંગ્લંડનાં પોલાદનાં કારખાનાંને સતત કામ મળી ગયું. વળી વિલાયત ચડાવવાનો કાચો માલ બંદરે પહોંચાડવામાં, તેમજ પરદેશી બનાવટનો માલ દેશની અંદર ઘુસાડવામાં પણ આગગાડી કામ આવી. માલનું ભાડું ઠરાવવામાં પણ ભેદભાવ રાખ્યો. પરદેશી દીવાસળી મુંબઈથી દિલ્હી લઈ જાઓ તોય એ જ ભાડું, અને દેશી દીવાસળી અમદાવાદથી દિલ્હી (૩૧૦ માઈલ ઓછા) લઈ જાઓ તોય એ જ ભાડું ! આથી કરીને ‘પરદેશી ઉદ્યોગને મુંબઈથી અમદાવાદના ભાડા જેટલી મદદ જ જાણે મળી’ (રા. નાનક બટુકરામ મહેતા). અમદાવાદના દીવાસળીવાળાઓએ દશ વર્ષ નિરંતર હડિયાપટ્ટી કરી તે પછી અમદાવાદથી રૂ. ૨-૨-૧૧ અને મુંબઈથી રૂ. ૩-૭-૨ લેવા મંડયા. મુંબઈથી કાનપુર (૮૪૦ માઈલ) પરદેશી ખાંડ લઈ જવાનું ભાડું મણના રૂ. ૦-૧૩-૬ અને કાનપુરથી આગ્રા ( ૬૪૯ માઈલ ) દેશી ખાંડ લઈ જવાનું ભાડું રૂ. ૧-૨-૪ ! આમાં દેખાય છે તે કરતાંય વિશેષ અન્યાય છે, કેમકે પરદેશી ખાંડ મોંઘી હોય છે ને દેશી ખાંડ સોંઘી હોય છે, અને એટલે ‘માલ સહન કરી શકે’ એટલું ભાડું લેવું એ સિદ્ધાન્ત પ્રમાણે પરદેશી ખાંડનું ભાડું વધારે રાખવું ઘટે. વળી મુંબઈથી બારસી પરદેશી ખાંડ લઈ જવી હોય તો મણે ૬ આના લે છે, અને ગરીબના અપનો ગોળ બારસીથી મુંબઈ લઈ જવાના મણે ૯ાા આના, એટલે

૫૦ ટકા ઉપર વધારે, લે છે. રા. મહેતા લખે છે: 'દેશી ખાંડ કરતાં જ નહિ, પણ ઘણી ઓછી કિમ્મતના અને મોટે ભાગે નિર્ધનને કામ આવતા ગોળ કરતાંય પરદેશી ખાંડનું ભાડું ઓછું લીધું.'

હિન્દુસ્થાનમાં યુરોપિયન લોકો ઉદ્યોગ ચલાવે છે એના પ્રત્યે કેવો પક્ષપાત થાય છે એનો દાખલો આ, કે દિલ્હીમાં કાપડનો ઉદ્યોગ દેશીના હાથમાં છે ને કાનપુરમાં યુરોપિયનના હાથમાં છે એટલે દિલ્હી કાનપુર વચ્ચે ભેદભાવ રાખે છે. ૨૩૬ માઇલને અંતરેથી કાનપુર રૂ આણવું હોય તો એના મણે ૫ આના બેસે, પણ માત્ર ૧૨૮ માઇલને અંતરેથી જ દિલ્હી રૂ આણવું હોય તો ૬ આના ૭ પાઈ બેસે! રા. મહેતા લખે છે, કે 'આ ભેદભાવને પરિણામે દિલ્હીની કેટલીક કાપડની મિલ બેસી ગઈ.'

કાચાં ચામડાં, ઘઉં ઇત્યાદિની પણ એ જ સ્થિતિ છે; બંદરે લઈ જાઓ તો સોંઘું, ને દેશી ઉદ્યોગને સ્થાનકે લઈ જાઓ તો મોંઘું ભાડું. રા. ઘોસ આ ભેદભાવને 'ભારત સરકારે પરદેશી ઉદ્યોગને આપેલી મદદ'રૂપે વર્ણવે છે.

વેગવંત વાહનથી લાભ થાય એની કોઈ ના ન પાડે, પણ દેશની વર્તમાન આર્થિક સ્થિતિની જરૂરિયાતના પ્રમાણમાં આ બોજો વધારે પડતો છે એ કબૂલ કર્યા વિના નહિ ચાલે. સામાન્ય રીતે પ્રથમ આર્થિક ખપ જાગે ને પછી આગગાડી ખીલે, પણ ભારતમાં તો આગગાડી ખપથી ક્યાંય આગળ ચાલે છે, એટલે તે પોતાનું ખર્ચ ઉપાડતી નથી, અને આ અસ્વાભાવિક અને ભારરૂપ વિકાસને ટકાવી રાખવા સારુ સરકારી આવકનો મોટો ભાગ રોકવો પડે છે. વળી કોઈ પણ સાધનનો ઉપયોગ કેવો થાય છે તે ઉપરથી તેના લાભાલાભ નક્કી થાય. ઉપર આપેલા દાખલા ઉપરથી જણાય છે, કે આગગાડીથી આપણને કેવળ લાભ નથી થયો. આપણી મૂડી ઓછી ને તે પણ આગગાડીમાં મોટે ભાગે ખર્ચાઈ જાય છે, ને વધારે ઉપયોગી નહેર,

આરોગ્ય ઇત્યાદિ સારું કાંઈ નથી રહેતું. આમાં પોતાનો 'ગણુતરીફેર' થયો છે એમ પણ સરકાર બચાવ કરી શકે એમ નથી, કેમકે આગગાડીનીતિ એક ક્ષણના ઉતાવળા નિર્ણય ઉપર રચાયેલી નથી, પણ લોકોના સતત્ આક્ષેપ છતાં દશકા ઉપર દશકા એ જ નીતિ ચાલુ રહેલી છે.

ભાડામાં ભેદભાવ એ જગતના આગગાડીના ઇતિહાસમાં નવી વસ્તુ નથી. યુનાઇટેડ સ્ટેઇટ્સમાં ખાનગી સાહસ ને ધનલોભથી એ ઊભો થયો હતો, પણ ભારતમાં દુ:ખની વાત એ છે, કે આગગાડીને મદદ કરનાર ને એના ઉપર અંકુશ ભોગવનાર સરકાર ભારતના 'રખવાળ'પણાનો દાવો કરે છે, અને તેથી કરીને તેનું આ કામ હિન્દી કર ભરનાર પ્રત્યેના એના કર્તવ્ય વિષે સાપરાધ પ્રમાદરૂપ છે.

રા. દિનશાહ એદલજી વાચ્છા લખે છે: 'આગગાડીનાં દેણાંનું વર્ષેવર્ષે વધતું વ્યાજ સીધી કે આડકતરી રીતે દેશીઓએ જ ભરવું પડે છે. કોઇના હિતની ચિંતા કરવી ઘટે, તો તે દેશીનાં હિતની, નહિ કે અહીં કમાઈ કરીને ચાલતા થનાર ખોબા જેટલા પરદેશી વેપારીઓની. બેપાંચ પરદેશી વેપારીનું હિત વિચારે, અને કોટચવિધિ દેશીના હિત સામુય ન જુએ એવી આગગાડીનીતિ અક્ષમ્ય છે. ટૂંકામાં જેમ બીજી બાબતમાં તેમ આગગાડી વિષે, પરદેશી વેપારી જણસભાવ મંગાવે છે, ને એનો આંકડો દેશી કર ભરનાર પાસેથી લેવાય છે.'

ડિગ્બી લખે છે, 'દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં પેદાશ લઈ જવાની સરળતા આગગાડીથી થઈ છે, પણ તેથી ઉત્પત્તિ કાંઈ વધી નથી; આગગાડી પેદાશ દેશની બહાર લઈ જાય છે, પણ . . . એમાં થતા નફાથી દેશીને થોડો જ લાભ થયેલ છે, અને મોટે ભાગે તો એ નફો દેશને શાપ સમાન છે. આગગાડીને તથા બીજે કારણે ઇંગ્લંડમાં દિવસેદિવસે વધારે પૈસા ભરવા પડે છે એટલે વધારે ને વધારે પેદાશ તથા હુન્નરની ચીજો પરદેશ ચડાવવી પડે છે;

અને એ જ આગગાડી એ પેદાશને ખેંચવાની સરળતા કરી આપે છે ને દેશને બરબાદ કરે છે.'

બન્દરે માલ પહોંચાડનારી ધોરી આગગાડી ખૂબ ખીલવી છે, પણ ગામડાંને કામની હળવી આગગાડી કે નહેર પ્રત્યે બેદરકારી રહી છે. અંગ્રેજ વેપારીમંડળના આગ્રહ આગળ સરકાર નમી પડે છે, અને દેશીની તતૂડી કોઈ સાંભળતું નથી.

દુષ્કાળ હમણાં હમણાં વારંવાર પડે છે એમાં આગગાડી અમુક અંશે કારણભૂત છે. દેશનો ધાન્યસંગ્રહ પરદેશ તણાઈ જાય છે. એ ખરું છે, કે દુષ્કાળપીડિત પ્રદેશને છતવાળા પ્રદેશમાંથી અનાજ પહોંચાડવામાં આગગાડી કામ આવી છે; પણ એ તો રોગનો ઉપાય થયો. રોગ અટકાવવો હોય તો કર ભરવા સારુ થઈને ખેડૂતને જે ધાન્યસંગ્રહ વેચી નાખવો પડે છે તે સાચવી રાખવો જોઈએ. આગગાડીનાં સોંઘાં ભાડાંથી પરદેશી આડતિયાને મદદ થાય છે, અને ઘણી વાર તો પાક વાઢે તે પહેલાંજ ઊભા મોલને એ આડતિયો વેચાતા રાખી લે છે. આમ દાણો પરદેશ ચડે ને પછી અછતને લીધે ભાવ ચડી જાય.

એટલે મુખ્યત્વે લશ્કરી કારણે આગગાડી બાંધવામાં પુષ્કળ નાણાં ખર્ચાયેલ છે, અને વેપાર ઉપર દૃષ્ટિ રહી હશે તોપણ પરદેશી વેપારીની દૃષ્ટિએ વિચાર થયેલ છે. દેશી કર ભરનારનો કોઈએ વિચાર કર્યો નથી, ને આગગાડીથી એની ઉત્પત્તિ ગણાવવા જેટલી વધી નથી. જે નાણાં મળ્યાં તે આગગાડીમાં જ ખુડાડયાં, કેમકે આર્થિક જરૂરિયાતને અભાવે એ પોતાના પગ ઉપર ઊભી ન રહી શકવાને લીધે એને ખૂબ મદદ કરવી પડી.

ગરીબની સ્થિતિમાં જેનાથી સુધારો ન થાય એવી આગગાડીમાં નાણાં રોકયા ઉપરાંત, થોડુંઘણું જે વધ્યું એનો પણ મહાજનમંડળની

દૃષ્ટિએ નકામો ને અનુત્પાદક ઉપયોગ થયો. મિ. હિંડમન લખે છેઃ 'પરદેશી સરકાર વળી વધારે ખર્ચાળ બની છે, અને દિલ્હી તથા ઢાક્કામાં રાજધાની ચણાવવામાં કોણ જાણે કેટલા કરોડ રૂપિયાનું નવું ને તદ્દન અનાવશ્યક ખર્ચ કરીને પૈસા બગાડે છે. અને આ ઘાતક પદ્ધતિની સાથે ચાલવા સારુ સ્વાભાવિક રીતે જમીનમહેસૂલ હમેશ કરતાં વધારે નિર્દયપણે ઉઘરાવાય છે, ને ખેડૂત દિવસેદિવસે વધારે ગરીબ બનતા જાય છે.'

વહેંચણ–સમીકરણની દૃષ્ટિએ જોઈએ તોપણ કોઈ જાતનું ઠેકાણું નથી. ઘણું ખર્ચ તો વિલાયતમાં થાય છે એટલે કર ભરનારને પાછું વળતું નથી. ખરેખર હિન્દુસ્થાનના ભૂખે મરતા કરોડોની પાસેથી ધનરસ ખેંચાય છે અને ૫૦૦૦ માઇલ દૂર રહેલા ધનાઢ્ય લોકો ઉપર તે વરસે છે. અધ્યાપક શાહની ગણતરી પ્રમાણે, ૪૦૦ કરોડ કરમાંથી (ઇંગ્લંડમાં ભરવાનાં નાણાં સહિત) લગભગ ૨૦૦ કરોડમાંથી દેશીઓને કાંઈ ખરું વળતર મળતું નથી.

## નોટ તથા હૂંડિયામણ

વળી ચલણમાં પણ જનહિતને અર્થે રૂપિયાની ક્રયશક્તિ સ્થિર કરવાની સરકારને દરકાર નથી; એને તો એટલો જ વિચાર છે, કે પરદેશી વેપારની સગવડ સારુ રૂપિયા તથા સોવરીનનું પ્રમાણ કેમ કરીને સ્થિર રાખી શકાય. આ કારણે પરદેશી હૂંડિયામણ ટકાવવા ૪ કરોડ પાઉંડની અને નોટની થાપણ દાખલ ૨ કરોડ પાઉંડની સોનાની લગડી તથા 'સિક્યુરિટિ' તે લંડનમાં રાખી મૂકે છે. આ નાણાં હિન્દુસ્થાનમાં રખાય તો હિંદી ઉદ્યોગના વિકાસમાં અતિ આવશ્યક મદદ થાય, પણ લંડનના નાણાવટીઓનો પોકાર સહજ સંભળાય છે. ઔદ્યોગિક શરાફીની ઘણી જરૂર છે, પણ આ નાણાં લંડનમાં રહેવાથી હિંદી નાણાવટ પાછળ રહે છે, અને દેશહિતને નુકસાન થાય

છે. સર ડીપી. વેબ કહે છેઃ 'થાપણ વિલાયતમાં રાખવાની નીતિ વિષયે હું કહું છું, કે નિકાસ સારુ સોનું પૂરું પાડવાનું જ નહિ પણ ધરતીને બીજે છેડે રહેલી નાણાવટમાં તૈયાર સોનું પૂરું પાડવાનું સરકારે માથે લીધું છે તે પોતાના પ્રદેશની બહાર જઈને કામ કર્યું છે.' વળી, 'લંડનમાં સોનું ઓછું છે તે વધારવાનો લંડનવાળા પોતા થકી પ્રયત્ન કરે છે તે ઠેકાણે સોનાની થાપણ રાખવી તેથી તો જેનાથી મુક્ત રહેવાનો હિન્દુસ્થાનને અધિકાર છે એવાં જોખમ તથા ભયમાં એ મુકાય છે.' અધ્યાપક વાડિયા તથા જોષી કહે છે, 'સરકાર નાણાવટી બને છે, અને બેજવાબદાર સત્તા ચલાવીને શુદ્ધ આર્થિક કારણે નહિ પણ કેવળ દેશના વેપારઉદ્યોગની વૃદ્ધિ કરનારાં ન હોય એવે કારણે થાપણ સાથે હાથચાલાકી કરે છે.'

આવી રીતે અનુત્પાદક, ગંજાવર ને નકામું ખર્ચ કરીને અને દેશના હિતને નહિ વધારનારી હૂંડિયામણની નીતિ રાખીને સરકાર એવાં ખર્ચ કરે છે કે તેથી લોકોની દરિદ્રતા વધ્યે જાય. અને આ સ્થિતિ પેઢી ઉપર પેઢી ચાલ્યા કરે તો પછી આપણી આજની દરિદ્રતા સમજવી લેશમાત્ર કઠણ નથી.

# પ્રકરણ ૫ મું

## સાર્વજનિક આવક

હિન્દુસ્થાન જેવા ગરીબ ખેતીપ્રધાન દેશમાં રાજ્યની આવક મોટે ભાગે મહાજનમંડળ પાસેથી અને તે પણ ઘણીખરી આડકતરા કરથી ઊભી કરવાની હોય છે. એટલે નિર્ધન લોકોને આવશ્યક પદાર્થો ઉપર વધારેપડતો કરભાર ન પડે, કર બનતા લગી સીધા અને યથાશક્તિ લેવાય, એની સંભાળ રાખવાની જવાબદારી રાજ્યને શિરે છે. દાણ પણ એવી રીતે લેવું જોઈએ કે મહાજનમંડળને જરૂરની વસ્તુઓ ઉપર ઓછું અને સ્થિતિવાળાને કામની ચીજો ઉપર વધારે લેવાય. રાજ્યના ખર્ચનો બોજો આખી પ્રજામાં વહેંચાઈ જાય એ તો ઇષ્ટ છે જ, પરંતુ ગરીબને માથે બહુ ભાર નાખવામાં શાણપણ નથી. જિન્દગીની જરૂરિયાત ઉપર કર નાખતા પહેલાં બીજાં સાધનમાત્ર વિચારી લેવાં જોઈએ.

વળી કર ઉઘરાવવામાં કેટલું ખર્ચ થાય છે તે પણ લક્ષમાં રાખવું ઘટે; બહુ ખર્ચ થાય તો કાં વહીવટમાં ને કાં સિદ્ધાન્તમાં કાંઈક દોષ હોવો જોઈએ.

ગરીબ ઉપર પ્રભાવ પાડનારા વેપારઉદ્યોગને લગતી રાજ્યની પ્રવૃત્તિઓમાં નફો કરવાનો પ્રયત્ન ન કરવો જોઈએ, પણ દેશની આર્થિક આવશ્યકતાઓ ધ્યાનમાં રાખીને મહેનતાણું અને ઘટનો સિદ્ધાન્ત યોજવો જોઈએ. ગરીબ લોકોએ નિપજાવેલા પદાર્થોના લાગતખર્ચ ઉપર નહેર અને વાહનના દરની અસર થાય છે, એટલે એને આ સિદ્ધાન્ત વિશેષે કરીને લાગે છે.

વળી દેશ જ્યાં અજ્ઞાનને નિરક્ષર હોય ત્યાં, આવક કેટલી થાય છે તે જોયા વિના અનિષ્ટ ઉપભોગને કર દ્વારા રોકવાની રાજ્યની ફરજ છે.

લોકોના ગજા ઉપરાંત, કર ભરનારને કયે વખતે ને કઈ રીતે કર ભરવામાં સગવડ છે, અને ભાવિ પેદાશ ઉપર કરની કેવી અસર થાય એમ છે તે પણ આવક ઊભી કરવામાં વિચારવું જોઈએ.

પદ્ધતિ એવી રીતે ગોઠવવી જોઈએ કે રાજ્ય ચલાવવાને જોઈતાં નાણાંનો નિયમિત પ્રવાહ ચાલ્યો આવે, છતાં કોઈ પણ ઉત્પાદકને હાડમારી ન થાય.

મધ્યસ્ત તથા પ્રાન્તિક સરકારની ૧૯૨૫–૨૬ની આવકના આંકડા, એમાંથી એ આવકને ઉઘરાવવાનું ખર્ચ બાદ કરીને નીચે આપ્યા છે :

| | ઉઘરાવવાના ખર્ચના ટકા | શુદ્ધ આવક |
|---|---|---|
| જકાત | ૧.૭ | રૂ. ૪૬,૯૬,૧૮,૦૧૭ |
| આવક ઉપર કર | ૩.૬ | ૧૫,૫૩,૩૨,૧૩૪ |
| મીઠું | ૧૯.૭ | ૫,૦૭,૯૦,૬૧૯ |
| અફીણ | ૫૦.૮ | ૨,૦૩,૫૨,૪૩૭ |
| જમીનમહેસૂલ | ૧૧.૬ | ૩૧,૪૩,૭૯,૩૨૪ |
| દારૂ, વ્યસન આદિ | | ૧૭,૨૯,૧૩,૬૪૧ |
| સ્ટૅમ્પ | | ૧૩,૨૮,૫૨,૨૦૫ |
| જંગલ | | ૨,૬૦,૩૧,૦૨૯ |
| રજિસ્ટ્રેશન | | ૭૮,૧૪,૬૭૯ |
| ખંડણી | | ૮૪,૨૯,૪૮૨ |
| ટીપવાળા કર | | ૩૪,૭૮,૨૧૦ |

| | આવક | ખર્ચ | |
|---|---|---|---|
| રેલ્વે રૂા. | ૩૪,૪૩,૪૦,૭૫૯ | ૨૮,૯૨,૧૭,૭૮૭ | ૫,૫૧,૨૨,૯૭૨ |
| નહેર | ૩ ૭૪,૯૪,૫૪૯ | ૧,૩૫,૯૦,૫૨૫ | ૨,૩૯,૦૪,૦૨૪ |
| તારટપાલ | ૮૬,૩૫,૨૨૦ | ૫૦,૬૯,૧૩૪ | ૩૫,૬૬,૦૮૫ |
| વ્યાજ | | | ૬,૫૬,૦૨,૯૩૯ |
| ચલણ ને ટંકશાળ | ૪,૬૩,૮૯,૧૦૧ | ૭૦,૧૧,૪૧૩ | ૩,૯૩,૭૮,૬૮૮ |
| અસાધારણ | ૨,૧૮,૬૯,૨૦૨ | ૨૬,૩૪,૭૧૯ | ૧,૯૨,૩૪,૪૮૩ |

એકંદર આવક રૂા. ૧,૫૬,૮૮,૦૦,૯૬૮

### જકાત

આનું વર્ગીકરણ એવું છે કે એનો ભાર ક્યાં પડે છે તે ગોતી કાઢવું કઠણ છે. પણ સંભાળીને તપાસતાં નીચે દર્શાવેલી સ્થિતિ જણાય છે:

| | | લાખ રૂા. |
|---|---|---|
| નિકાસજકાત | | ૫,૮૯ |
| પેટ્રોલનું દાણ | | ૭૭ |
| આયાતજકાત: | મોટર, સાઇકલ ઇ૦ ઉપર | ૩,૩૨ |
| | દારૂ, વ્યસન ઉપર | ૨,૫૪ |
| | સંચા, રેલના ડબા ઇ૦ ઉપર | ૧,૨૪ |
| | તૈયાર માલ, કાપડ, લોઢાના સામાન ઉપર | ૮,૨૯ |
| | | ૨૨,૦૫ |

આટલો બોજો સ્થિતિવાળા લોકો ઉપર પડે છે એમ કહેવાય ૪૬,૯૬ લાખની શુદ્ધ આવકમાંથી ૨૨,૦૫ લાખ તથા ખર્ચ અને પાછાભરણા ( રીફંડ ) ના ૪ ટકા ( એટલે ૨૨,૦૫+૮૮) બાદ કરીએ, તો બાકીના (૪૬,૯૬–૨૨,૯૩=) ૨૫,૭૯ લાખનો બોજો ગરીબ ઉપર

ઉપર પડે છે. સમાજના નોખાનોખા થર ઉપર કેટલા કર પડે છે એ નક્કી કરી શકીએ એટલી વીગત સરકારી આંકડામાંથી મળતી નથી, અને ઝાઝાં વર્ષની સરખામણી કરવા જતાં ભૂલને સ્થાન રહી જાય છે. તોપણ રૂપિયાની કિમ્મતમાં થતા ફેરફાર ધ્યાનમાં લીધા વિના એકેએક ખાતાની ઊપજ વધારતા જ જાય છે એ સહજ જોઈ શકાય છે.

ભારત ખેતીપ્રધાન દેશ છે એ જોતાં જકાતની આવક ઓછી છે. કુલ આવકનો મોટો ભાગ જકાતમાંથી મેળવવો ઘટે. 'છુટ્ટા વેપાર'ની નીતિ આપણા માથામાં મારી છે એને લીધે આવકનું આ સાધન સહેલાઈથી છટકી જાય છે. ભિન્નભિન્ન દેશો તથા સંસ્થાનોમાં ઇંગ્લંડની નિકાસ ઉપર કેટલી જકાત લેવાય છે એના આંકડા નીચે આપ્યા છે:

| | | | |
|---|---|---|---|
| રશિયા | ૧૩૧ | રૂમેનિયા | ૧૪ |
| સ્પેઇન | ૭૬ | બેલ્જિયમ | ૧૩ |
| યુનાઇટેડ સ્ટેઇટ્ઝ. | ૭૩ | નોર્વે | ૧૨ |
| પોર્ટુગલ | ૭૧ | ન્યૂ ઝીલંડ | ૯ |
| ઑસ્ટ્રિયાહંગરી | ૩૫ | જપાન | ૯ |
| ફ્રાન્સ | ૩૪ | તુર્કસ્થાન | ૮ |
| આર્જેંટાઇન પ્રજાતંત્ર | ૨૮ | સ્વિટ્ઝર્લંડ | ૭ |
| ઇટલી | ૨૭ | ઑસ્ટ્રેલિયા | ૬ |
| જર્મની | ૨૫ | દ. આફ્રિકા | ૬ |
| સ્વીડન | ૨૩ | ચીન | ૫ |
| ગ્રીસ | ૧૯ | હોલંડ | ૩ |
| ડેન્માર્ક | ૧૮ | હિન્દુસ્થાન | ૩ |
| કૅનડા | ૧૭ | | |

આ સાધનનો થોડો જ લાભ લેવાયેલ છે એમ સ્પષ્ટ જણાય છે, કેમકે આપણી આયાત મોટેભાગે ઇંગ્લંડમાંથી જ હોય છે, જ્યારે બીજા દેશો અને સામ્રાજ્યનાં સંસ્થાનો પણ વધારે જકાત રાખીને કમાણી કરે છે. વળી નિકાસની જકાતમાં પણ ઇંગ્લંડમાં રહેલા ભોક્તાઓની સગવડનો પ્રથમ વિચાર થાય છે. ઘઉં મોટેભાગે ઇંગ્લંડ જાય છે, એના ઉપર કર નખાય તો આપણને તે સોંઘા પડે. અધ્યાપક માર્શલ કહે છેઃ 'કાચા માલની નિકાસ ને તૈયાર માલની આયાત કરનારા દેશમાં સંરક્ષક કર નખાય તો તેથી તે દેશના ભોક્તાઓને ચીજની કિમ્મત કર જેટલી વધારે નથી આપવી પડતી.' ખેતી ઓછી થાય, એટલે જમીનમહેસૂલ ઉપર સહજ અસર થાય, પણ કરોડો ગરીબ માણસને દિવસમાં એક ટંકેય પેટપૂરણ ખાવાનું મળતું નથી એવી સ્થિતિમાં નિકાસ ઓછી થાય ને ભાવ ઊતરે તો દેશમાં ઘઉંનો ઉપયોગ વધે, અને સરકારને સરવાળે લાભ થાય કે હાનિ એ નિશ્ચયપૂર્વક કહેવા સારુ આપણી પાસે સાધન નથી, તોપણ હમણા કરતાં લોકોને વધારે અનાજ તો મળે જ. દુષ્કાળનો આ એક મંડનાત્મક ઉપાય છે.

'છુટ્ટા વેપાર'થી ભાવ ઓછા રહે છે એમાં પરદેશી માલ વાપરનાર યુરોપિયન તથા સ્થિતિવાળા દેશીનું જ હિત છે. જકાતમાંથી આવક ઓછી થાય છે, એટલે સરકારને જોઈતાં નાણાં બીજી રીતે ઊભાં કરવાં પડે છે, અને પરદેશી માલ વાપરનાર કરતાં નીચલા આર્થિક થરના લોકો જેના મોઢામાં જીભ નથી તેના ઉપર જમીન, મીઠું ઇત્યાદિના વધારે ભારે કર પડે છે.

આયાતજકાત ઓછી રહે છે, તે ઉપરાંત જકાતને સંરક્ષણનું નહિ પણ આવકનું સ્વરૂપ આપવા સારુ થઈને દેશી માલ ઉપર સામું દાણ લેવાય છે. કાપડની મિલ ઉપર ખૂબ વગોવાયેલો કર હતો તે ૧૯૨૬માં નીકળી ગયો, તોપણ તે નીકળેનીકળે ત્યાં એક ઉદ્યોગમાં

આપણે કાંઈક સરસાઈ ભોગવતા હતા તે લગભગ ભાંગી પડ્યો. મિ. હોલંડ કહે છે : 'ઇંગ્લંડનું કલ્યાણ ને એના સાધનરૂપે હિંદુસ્થાનનું કલ્યાણ એ વ્યવહારમાં મુખ્યત્વે જોવાયેલ છે.' વળી: 'પણ હિંદુસ્થાનની સરકાર હિંદુસ્થાનનાં હિત વિના બીજા શેનાય ઉપર લક્ષ રાખે, અથવા રાજ્ય કરતી પ્રજાના વિરોધી સ્વાર્થથી આડી ફાંટે તો પોતાની રક્ષામાં રહેલી પ્રજા પ્રત્યે એણે દ્રોહ કર્યો કહેવાય.' વિચાર તો ઉત્તમ છે, પણ મિ. હોલંડ તો પાદરી રહ્યા, એ શું જાણે કે રાજકારણના દિવસદિવસના વ્યવહારમાં કેવળ સ્વાર્થની જ સાધના થાય છે!

સરકારની જકાતનીતિ આવી, અને આગગાડીમાં ભાડામાં પાછો ભેદભાવ, એટલે હિંદુસ્થાન ઇંગ્લંડની પાણી ભરનારી ને દળણાં દળનારી દાસી બની ગયું છે. 'તૈયાર માલના બદલામાં કાચા માલની નિકાસ જેમજેમ કોઈ દેશમાંથી વધારે થાય તેમતેમ વધતા બદલાના કાયદાનો લાભ તે દેશને ઓછો મળે:' અધ્યાપક માર્શલનું આ વિધાન આપણા આર્થિક ઇતિહાસમાં કેવું સ્પષ્ટ મૂર્તિમંત થાય છે? આવી રાજનીતિથી જે દેશનું ભાગ્ય ઘડાય તે પાયમાલ થાય એમાં શું આશ્ચર્ય?

અધ્યાપક માર્શલ લખે છે: 'આંતરરાષ્ટ્રીય વેપારમાં ઇંગ્લંડનાં મહાન સંસ્થાનો પોતે પોતાનું હિત જાળવી શકે છે; પણ ક્રાઉન કૉલોની તથા હિંદુસ્થાનનું સ્થાન એટલું મજબૂત નથી: અને તેથી પોતાના હિતનો વિચાર કરે એટલો ઓછામાં ઓછો એના હિતનો વિચાર કરવો એ ઇંગ્લંડનો ધર્મ છે.' અને એક નીચી નોંધ(ફુટનોટ)માં તે ઉમેરે છે: 'ઇંગ્લંડ તથા બીજા પાશ્ચાત્ય દેશોમાંથી આવતા માલ સાથે લગભગ સરખી શરતે સ્પર્ધા ન કરી શકે એવા હિંદુસ્થાનના ઊછરતા ઉદ્યોગોને પણ એવું જ રક્ષણ મળે તો તો ઠીક; નહિ તો, ઇંગ્લંડમાં કોઈ ઉદ્યોગનો વિકાસ કરવાની અત્યંત રાષ્ટ્રીય આવશ્યકતા હોય છતાં પણ, એ ઉદ્યોગની સાથે હરીફાઈ કરતી આયાત ઉપર સંરક્ષક કર નાખવાની વાતને ખાસ કરીને કાન ન દેવો જોઈએ. આ

તો ઉચ્ચ આદર્શવાદ છે; બીજા પાસેથી જેવું વર્તન માગીએ એવું વર્તન આપણે એના પ્રત્યે રાખવું. વ્યક્તિજીવનમાં પણ આ આદર્શ કષ્ટસાધ્ય છે, તો પછી સમષ્ટિજીવનમાં અને તે પણ આર્થિક લૂંટ જ્યાં યુગધર્મ મનાય છે અને રાષ્ટ્રીયતાવાદની તીવ્ર પીડા જ્યાં ભોગવાય છે એવા જગતના રાજકારણમાં તો તે અસાધ્ય જ કહેવાય. હિંદુસ્થાનની સરકાર ઈશુના ગિરિપ્રવચન પ્રમાણે ચાલે છે એમ અનેક ડાહ્યા લોકો પણ માની બેસે છે એ જોઈને આશ્ચર્ય થાય છે. મિ. મિલ વધારે વ્યાવહારિક રીતે કહે છે કે જે પ્રજાનું રાજ્ય હોય એ પ્રજાને અર્થે જ સરવાળે રાજ્ય ચાલે. હિંદુસ્થાનમાં આ વાત ખરી પડી છે. અંગ્રેજનું રાજ્ય છે તે અંગ્રેજને અર્થે ચાલે છે. મિ. હોલંડ કહે છે: 'હિંદુસ્થાનની સરકારની રાજનીતિ અંગ્રેજ વેપારી ને મૂડીવાળાના સ્વાર્થની દૃષ્ટિએ નક્કી થાય ત્યાં સુધી પરદેશીના હાથમાં પોતાના દેશનું આર્થિક ભાગ્યવિધાન રહે એમાં પોતાનું ક્ષેમકુશળ હોય એમ દેશીને લાગવાનું નથી.' અને આગળ ચાલતાં તે કહે છે: 'જ્યાં સુધી હિંદુસ્થાન રાજદ્વારે પરાધીન છે ત્યાં સુધી એના આર્થિક વિકાસમાં આરોગ્ય ને બળ નહિ આવે.' ડંડીના એક શણના વેપારીએ બંગાળાના એક ગવર્નરને થોડાક સમય ઉપર વાત કરી હતી તે મિ. હોલંડ જણાવે છે: 'હિંદુસ્થાન સરસ દેશ છે; ત્યાં દેશી લોકો પડ્યા છે એ જ અફસોસની વાત છે.' બ્રિટિશ લોકો પણ માણસ (?) જ છે ને ? એકસરખી વિકસેલી પ્રજાઓ વચ્ચે 'છૂટો વેપાર' ઠીક છે. નહિ તો વધારે વિકસેલી પ્રજા ઓછી વિકસેલી પ્રજાને લૂંટે; પાછલીની નીતિ ઉપર આગલીનો અંકુશ હોય તો વળી વિશેષ લૂંટે. દેશમાં અમુક ઉદ્યોગને સારુ વિશેષ સગવડ હોય, તો તે ઉદ્યોગ ઊછરતો હોય ત્યાં સુધી સંરક્ષણ નિશ્ચિત મર્યાદાની અંદર એના વિકાસને અર્થે મદદગાર થઈ પડે છે.

તેમજ, બ્રિટિશ સામ્રાજ્યના બીજા અંગભૂત સ્વતંત્રતા ભોગવતા

હોય ને હિંદુસ્થાન પરતંત્ર હોય એવી સ્થિતિમાં 'બાદશાહી પસંદગી' એટલે 'ઈંગ્લંડને પસંદગી' એવું જ ફલિત થાય.

## આવક ઉપર કર

બધા દેશોમાં આ કર હવે સૌથી સંતોષકારક ગણાવા મંડ્યો છે. દેશમાં ગરીબ ઉપર કંઈક ભારે કર પડે છે, પણ આવકકરમાંથી જોઇએ એટલાં નાણાં ઊપજતાં નથી. કેટલીક આવક ઉપર તો કર જ નથી. હિંદુસ્થાનની સરકાર દેણાંનાં વ્યાજ ઈંગ્લંડમાં ભરે છે, પણ ઈંગ્લંડમાં આપણી સત્તા નહિ એટલે એ વ્યાજનાં ભરણાંમાંથી કર બાદ કરી શકાતો નથી. કાયદામાં એવો ફેરફાર કરવો જોઈએ, જેથી કરીને બીજા દેશો જેમ પરદેશી લેણિયાતને અપાતાં વ્યાજમાંથી કર કાપી લે છે તેમ આપણે પણ કાપી શકીએ. આમ થાય તો વર્ષે બે કરોડ રૂપિયાની વધારે આવક થાય એવી ગણતરી અધ્યાપક શાહ તથા ખંભાતાએ કરી છે.

એ જ પ્રમાણે કેવળ જમીનમહેસૂલ ભરનારા મોટા જમીનદારો પણ યોગ્ય આવકકર ભરતા નથી; તેમની આવક 'ખેતીઆવક' ગણાય છે, ને તેથી એમાંથી પ્રમાણમાં વધારે કર લેવો જોઈએ તે લેવાતો નથી. આ સ્થળે કર ભરવાની શક્તિનો સિદ્ધાંત લગાડવો જોઈએ, અને નિર્વાહસાધનની હદ બાંધીને એનાથી વધારે ખેતીની કે ઉદ્યોગની આવકમાત્ર ઉપર સરખો કર લેવો જોઈએ, અને જેમ આવક વધારે તેમ કરના વધારે ટકા લેવા જોઈએ. આમ થાય તો દશ કરોડ રૂપિયાની આવક વધે એમ એ જ ગ્રંથકારો કહે છે.

વળી પરદેશી વેપારી હિન્દુસ્થાનમાં અઢળક કમાણી કરી કરીને વિલાયત ચાલ્યા છે તેની મિલકતમાંથી 'મરણકર' આપણને મળતો નથી. લગભગ બધા અંગ્રેજ માત્ર પ્રવાસી પંખી છે, જે રાજ્યને આશરે તેઓ ધનપ્રાપ્તિ કરે છે એ રાજ્યને યોગ્ય ભાગ આપતા નથી, અને વધારે બોજો દેશીને માથે નાખીને ચાલતા થાય છે, આ પણ

ગંભીર સ્થિતિ છે. ઇંગ્લંડની સાથે મળીને એવી યોજના કરવી ઘટે જેથી કરીને આ વેપારીઓની મિલકતમાંથી આપણો ભાગ આપણને મળે. આજ તો એ મિલકતમાંથી કર ઇંગ્લંડને મળે છે, અને આપણને થવી જોઈએ એવી આવકનો લાભ અંગ્રેજ કર ભરનારને મળી જાય છે.

## મીઠું

ભારત જેવા દેશમાં મીઠા ઉપર કર હોય એના અન્યાયની શું વાત કરવી? બધા દેશી અગ્રેસરોએ આ કરનો સખ્ત વિરોધ કર્યો છે. આર્થિક જ નહિ પણ સામાજિક દૃષ્ટિએ પણ એ કેવળ અનિષ્ટ છે અને પ્રજાને પાયમાલ કરે છે. મિ. બ્લંટ સાક્ષી પૂરે છે: 'અત્યન્ત નિર્ધન લોકો તો પૂરું મીઠું પામતા નથી; પણ દુર્ભાગ્યે દક્ષિણ ભારતમાં લોકો મોટેભાગે અત્યંત નિર્ધન છે. વળી દક્ષિણમાં આ કર વધારે વસમો લાગે છે, કેમકે કુદરતી મીઠું જમીન ઉપર પડ્યું હોય છે, અને છતને નજરે દેખતા છતાં લોકોને અછત વેઠવી પડે છે. કેટલાક ગામડાંવાળાઓએ મને કહ્યું કે "જ્યાં મીઠું પડ્યું હોય એવી જગ્યાએ તેઓ રાતવેળાએ પોતાનાં ઢોર લઈ જાય છે અને એવી રીતે ચોરી કરીને ઢોરને મીઠું ચાટવા આપે છે, પણ જો તે પકડાઈ જાય તો ચોકિયાત ઢોરને ડબામાં પૂરે છે, અને હમણાંહમણાં એવો હુકમ થયો છે, કે જમીન ઉપર સ્વાભાવિક સ્થિતિમાં જ્યાંજ્યાં મીઠું જોવામાં આવે ત્યાંત્યાં સિપાઈઓએ તે ભેળું કરવું ને તેનો નાશ કરવો." બીજે ઠેકાણે કોઈએ કહ્યું કે 'અતિ આવશ્યક મીઠું જેને ન મળે એવા લોકોને એક જાતનો કોઢ નીકળે છે. પડતર કિમ્મત કરતાં ૧,૨૦૦ થી ૨,૦૦૦ ટકા વધારે કિમ્મતે સરકાર લોકોને મીઠું વેચે છે.' કાર્યસાધકતાની દૃષ્ટિએ પણ આ કર દુષ્ટ છે, કેમકે એને ઉઘરાવવાના ખર્ચમાં આવકના વીશ ટકા તણાઈ જાય છે. મિ. મેક્ડોનલ્ડ કહે છે: 'મીઠા ઉપર કર એટલે પૈસા કઢાવવા અને જુલમ કરવો. લોકો આ સમજતા હોય તો તેથી માત્ર અસંતોષ ફાટી નીકળે. નફો કરનારા

વેપારીઓની કંપની હિન્દુસ્થાનના ગરીબ લોકોને લૂંટતી, એ લૂંટનો આ અવશેષમાત્ર છે.' રાજ્યની જવાબદારી લોકો સમજે એટલે આ કર આવશ્યક છે એવું બહાનું પણ હિન્દુસ્થાનમાં ચાલે નહિ, કેમકે લોકો એટલા અજ્ઞાન ને નિરક્ષર છે કે મીઠા ઉપર કર છે એ જ તેઓ જાણતા કે સમજતા નથી, અને જાણતા હોય તો પણ તેઓ અવાચક છે. લોકો પ્રત્યે જવાબદાર લોકતંત્ર રાજ્ય જ્યાં ચાલતું હોય એવા દેશને જ આ દલીલ લાગુ પડે છે. એટલે રાજદ્વારી દૃષ્ટિએ પણ આ કર અઘટિત છે.

## જમીનમહેસૂલ

આ સાધન કર છે કે ભાડું એ વિવાદગ્રસ્ત પ્રશ્ન વિચારવાનું આપણે પ્રયોજન નથી. એ પ્રશ્નનો પૂર્વ તથા ઉત્તરપક્ષ માંડીને બેડન-પોવેલ કહે છે: 'ત્યારે જમીનમહેસૂલને ભાડું ન ગણી શકાય,' અને ઉમેરે છે: 'આ લાગો ખેતીઆવક ઉપરના કર જેવો વધારે છે એમ માનવા પ્રત્યે હું વળું છું.' એ ગમે તે હોય, પણ જૉન બ્રિગ્ઝ કહે છે તેમ, 'આપણી આગળ એક જ માર્ગ છે, અને તે એ, કે પ્રથમ તો ખેડૂત પાસેથી વધારાનો બધોય નફો લેવાનો સરકારને અધિકાર છે એમ માનવામાં ભ્રમ છે એમ કબૂલ કરવું, અને જેમ ખેડૂત પાસે વધારે ધન રહે, તેમ રાષ્ટ્રધનમાં અને પરિણામે રાજ્યની આવકમાં તે વધારે ફાળો ભરશે એ વિરુદ્ધ સિદ્ધાંત માન્ય કરવો.' ખેડૂત મહેસૂલ ભર્યે જાય છે ને જમીન ખેડ્યે જાય છે એટલે મહેસૂલ ભાડાસ્વરૂપ છે એવો વાદ કરનાર ગાલપુરાણ માંહ્યલા 'અર્થદાસ મનુષ્ય'નું અસ્તિત્વ માની બેસે છે. ભોંય ખેડે નહિ તો ખેડૂત ભૂખે મરે એવી સ્થિતિ હોય ત્યાં દલીલ નભી શકે નહિ. ખેડૂત આગળ કેટલાય વિકલ્પ હોય, અને બીજા છોડીને તે મહેસૂલ ભરીને જમીન ખેડવાનું પસંદ કરે તો જ આ દલીલ વજનદાર ગણાય; પણ ખેડૂત આગળ બીજી ગતિ જ હોય નહિ ત્યાં આ દલીલ નકામી છે. ભારતવાસીઓને જે જાણે છે તે

જાણે છે, કે તેઓ જરાય પ્રવાસપ્રિય નથી. ખેડૂતને જન્મભૂમિ ઉપર અત્યંત વાત્સલ્ય છે, અને મહેસૂલને કારણે એ બાપદાદાનો દેશ છોડવાનો નથી. ફેરફારનો બહુ વિરોધ થાય છે, અને ખેડૂત ખેતી છોડીને કરી શકે એવો બીજો એકે ધંધો છે નહિ, એટલે કર ભર્યે જવા ને એક ટંક ખાઈને સંતોષ માનવો એ વિના એની પાસે ઉપાય જ નથી. મિ. યુસુફઅલી જમીનમહેસૂલનું 'સુપરિચિત પણ અનિશ્ચિત રૂઢિ અનુસાર જમીન ઉપર લેવાતો કર' આવું વર્ણન કરે છે તે કદાચ યોગ્ય છે.

આકારણીની પદ્ધતિ દેશના નોખાનોખા ભાગમાં નોખીનોખી છે, પણ સામાન્ય રીતે ખેડૂતે વાર્ષિક રોકડ રકમ આપવાની હોય છે. આ રકમ પાકના અડસટ્ટા પ્રમાણે ઠરે છે અને લાંબો ગાળો, લગભગ ૩૦ વર્ષ, ચાલુ રહે છે. ગમે તે એક વર્ષમાં વસ્તુતાએ જે ઊપજ થાય અને એ ઊપજનો જે ભાવ આવે એની સાથે આકારણીને કાંઈ સંબંધ નથી હોતો; એટલે જમીનના અનુમિત ભાડાના સરેરાશ ૫૦ ટકા જેટલો કર ભરવા સારુ થઈને ખેડૂતને મોળાં વર્ષમાં સાહુકારનો આશ્રય લેવો પડે છે. મોગલોની જ પદ્ધતિ અમે તો ચાલુ રાખી છે એમ અંગ્રેજો કહે છે, પણ તેઓ ભૂલી જાય છે, કે આ ભારે કર તો દેશના ઇતિહાસને અસ્થિર ટપે વિગ્રહને લીધે લેવાતા હતા. તાત્કાલિક ભારે કરને સ્થાયી કરી મૂકવો એટલે પ્રગતિનો નાશ કરવો. વળી મોગલ સમયમાં મહેસૂલના રોકડા પૈસા અથવા દાણાનો ભાગ આપવાનો વિકલ્પ હતો. આને લીધે ખેડૂતને બચાવની બારી રહેતી. તે ઉપરાંત. મોગલોના રાજ્યમાં કઠણ કાળમાં ખેડૂત ઉપર રહેમ રહેતી; રહેમ ન રહે તો એ રાજ્ય જ ઊડી જાય એવું હતું. પણ અંગ્રેજી રાજ્યની નોકરશાહી યંત્ર જેટલી ચોકસાઈ ને લગભગ એટલી જ નિર્દયતાપૂર્વક કામ લે છે, કેમકે એને હૃદય કે આત્મા જેવું છે નહિ. ભાગમાં આવેલા દાણા વેચવા કરવામાં આકસ્મિક કારણે ખોટ જાય કરે એવું જોખમ દાણાનો ભાગ લેવામાં રહેતું, એટલે અંગ્રેજોએ આ ભાર પોતા પરથી

ઉતારી નાખ્યો અને ખેડૂતોને રોકડ પૈસા જ આપવાની ફરજ પાડી. આ પૈસા મેળવવા સારુ, માલથી ભરેલી પીઠમાં ઓછે ભાવે પોતાનું અનાજ વેચી નાખતાં ખોટ આવે તે સહન કરવાની અને વારંવાર સાહુકાર પાસેથી ઉછીનાં નાણાં લેવાની ખેડૂતને જરૂર પડી. આમાં ખેડૂતને મહાત્રાસ છે, અને તે કદાપિ ઋણમુક્ત રહી શકતો નથી. નિર્વાહજોગું અનાજ એની પાસે રહે એવી સોઈ પણ કોઈ કરતું નથી. અને ઘણીવાર તો કર દેહધારણજોગા પૈસામાંથી પણ અમુક ભાગ ખેંચી જાય છે, અને દરિદ્રતા ઉત્તરોત્તર પેધતી જાય છે. મેકડોનલ્ડ કબૂલ કરે છે, કે 'ભારે આકારણી, અને ભરણાની સખ્તાઈને લીધે લોકો અવશ્ય દરિદ્ર થઈ જાય એવું છે, અને મહેસૂલપદ્ધતિ તાત્ત્વિક દૃષ્ટિએ યોગ્ય ને અર્થશાસ્ત્રના નિર્વિવાદ સિદ્ધાન્તને અનુસરતી હોવા છતાં, વ્યવહારમાં એ ભારે પીડા કરનારી નીવડી છે અને એના ઉપર ભારે આક્ષેપ થયા છે.'

ખેડૂતનાં નિત્યનાં દેણાં વિષયે મિ. બ્લંટ કહે છે: 'જમીનમહેસૂલ ભરવાના રોકડા પૈસા મેળવવા સારુ થઈને જ ખેડૂતનાં દેણાંમાત્રનો આરંભ થાય છે એમ કહી શકાય.' અંગ્રેજી રાજ્યે હિંદી ખેડૂતને મોટામાં મોટું નુકસાન કર્યું છે તે આ છે.' 'મારફાડથી આપણે ખેડૂતની રક્ષા કરી છે, પણ ભૂખમરાનું જોખમ આપણે ઘણું કરીને વધાર્યું છે.' સહકારી પેઢી દ્વારા ખેડૂતને સાહુકારના પંજામાંથી બચાવવાના નહિ જેવા પણ પ્રયત્ન થાય છે ખરા, પણ કરભાર હળવો કરવો એ જ ખરો માર્ગ છે. અધ્યાપક રાધાકમલ મુખરજી કહે છે; 'પાંચ માણસ ત્રણ એકર નબળી જમીન ખેડે, પાકના ૪૦ ટકા જેટલું રોકડ મહેસૂલ ભરે, અને જૂના દેણાંનું ૨૫ ટકા વ્યાજ આપે તો નબળા વર્ષમાં એનો ઘાણ જ નીકળે.'

## આબકારી

આ ઊપજ દેશી દારૂમાંથી થાય છે, પરદેશી દારૂનું દાણ જકાતમાં સમાય છે. ભરતખંડમાં હમેશાં મદ્યનો નિષેધ જ રહ્યો છે. પણ હમણાં-

ક્રમણાં દારૂડિયાપણા પ્રત્યે નિરંતર વધતું વલણ જણાય છે, એનું કારણ યેન કેન પ્રકારેણ ઊપજ કરવાની અંગ્રેજ સરકારની ઉત્સુકતા છે. હિંદી અગ્રેસરોએ કરેલા સતત વિરોધ છતાં સરકાર લોકહિત કરતાં કોષહિત વધારે જુએ છે. દારૂના ઉપયોગ ઉપર અંકુશ મેલવાનો સરકાર દંભ કરે છે, ત્યાં પણ દેશી દારૂ ઓછો વપરાય તો સાટે પરદેશી દારૂ વધારે વપરાય એવી ગડકબારી રાખે છે. મુંબઈ ઇલાકાના વહીવટના ૧૯૨૭–૨૮ના હેવાલમાં લખ્યું છે: 'વળી પરદેશી દારૂનો ઉપયોગ ઠીક વધ્યો છે, અને કહે છે, કે વિશેષે કરીને મોટાં શહેરોમાં દેશી દારૂને ઠેકાણે પરદેશી દારૂ ઠીકઠીક વપરાવા માંડચો છે. આ પરદેશી દારૂમાંથી મુંબઈ સરકારને કાંઈ આવક નથી.' લોકોની કાર્યસાધકતા અને ઊપજ ઘટે છે એના દોષનો થોડોક ભાગ સરકારને શિરે છે, કેમકે તે કેફને આશ્રય તથા ઉત્તેજન આપે છે.

## જંગલ

સરકારની જંગલનીતિ સામાન્યતઃ ખોટી નથી, પણ એનો અમલ કરવામાં ગરીબ પ્રત્યે એવી જ સખ્તાઈ અને ગરીબની જરૂરિયાતો પ્રત્યે બેદરકારી દીઠામાં આવે છે. બ્લંટ કહે છે: 'કાર્યપદ્ધતિ કારણ વિના આકરી અને લોકોને અહિતકર 'જણાય છે;' વળી, 'ગમે તેમ પણ અસર ભયાનક થઈ છે. ઝાડનાં પાનનું મોટે ભાગે લોકો ખાતર કરતા, તે હવે એને લેવા દેતા નથી. ગોચર ઘટી ગયું છે ને ઢોર ભૂખે મરે છે. બળતણ અનાદિકાળથી મફત મળતું એના હવે ભારીદીઠ અમુક પૈસા દેવા પડે છે.' આ અગવડો નજીવી લાગે, પણ એનો સમુદાય થાય એટલે તે જોરેતી થાય છે ને ઉત્પત્તિમાં આશ્ચર્યજનક ઘટાડો કરે છે.

## આગગાડી

ભેદભાવની ઉદ્યોગ ઉપર કેવી અસર થાય છે તે આપણે ઉપર જોયું. હવે જનસમસ્તની ઊપજ ઉપર આગગાડીનો કેવો પ્રભાવ પડે

છે તે જોવું રહે છે. આર્થિક જરૂરિયાત પ્રમાણે જો વાહન ખીલે, તો તો આગગાડીને લીધે ગરીબ વહિત્રાના પેટ ઉપર પાટુ ન લાગે. યુનાઇટેડ સ્ટેઇટ્સમાં તો મોટર આગગાડીનેય બિવરાવે છે. પણ હિંદુસ્થાનમાં બધી જાતનાં વાહન રોકાય એટલું વાહનકામ મળે નહિ, એટલે આગગાડીએ બળદગાડીને ઠેલો માર્યો, અને ગાડીવાળાને પોતાનો વખત ભરવાનું બીજું કાંઈ સાધન મળ્યું નહિ. આપણી આર્થિક વ્યવસ્થા દેશનાં હવાપાણી ઉપર વિશેષતઃ અવલંબી રહેલ છે. વરસાદને લીધે અમુક ઋતુમાં ખેડૂત માત્ર જમીન ઉપર જ કામ કરી શકે, અને એ વખતે તે બળદ પાસે જમીન ખેડવાનું ને પાણી કાઢવાનું કામ કરાવે છે. ઋતુ પૂરી થાય એટલે તે બળદને ગાડીએ જોડે છે, અને વહિત્રારૂપે પોતાનો નિર્વાહ કરે છે. આગગાડી આવતાં, એનો પાછલો ધંધો ટળી ગયો, એટલે હવે વર્ષનો મોટો ભાગ તે તથા તેના બળદ નવરા પડે છે ને કાંઈ કમાતા નથી. આગગાડી પોતે જ અનિષ્ટ છે એમ કહેવાનું તાત્પર્ય નથી, પણ એના આગમનથી સ્થાનભ્રષ્ટ થયેલા સ્થાનભ્રષ્ટ જ રહ્યા છે. અને નવરા રહેવું એને પોસાય નહિ છતાં પરિસ્થિતિવશાત્ ખેડૂતને નવરા રહેવું પડે છે. એટલે ઊપજ ઓછી થાય છે ને ખેડૂત વધારે ગરીબ બને છે.

આગગાડી પણ નફાના સિદ્ધાન્ત ઉપર ચાલે છે, સરકારને પૈસા જોઈએ જ, પણ પ્રથમ તો પગારખાતાંમાં ફાલતુ ખર્ચની કાપકૂપ કરવી જોઈએ, અને પછી પણ એવાં સાધન ચૂંટવાં જોઈએ, કે તેથી લોકોની ઊપજ ન ઘટે.

## નહેર

આ આપણી મોટામાં મોટી નહિ, તો મોટામાં મોટી માંહ્યલી એક જરૂરિયાત છે. આપણી પાસે પુષ્કળ ફળદ્રુપ જમીન અને બધા-યને પૂરું પડે એટલું કામ હોય તોપણ કુદરતને બાંધી ન લઈએ અને જ્યારે ને જ્યાં જોઈએ ત્યાં પાણીનો જોગ ન કરીએ તો

ભૂખમરો ખેડૂત ઉપર ઝઝૂમતો જ રહે. દેશસમસ્તને લેતાં ચોમાસું નિયમિત છે, તોપણ નાના પ્રદેશનો વિચાર કરતાં એને આધારે રહેવાય એવું નથી. એટલે અનાદિકાળથી નહેરતળાવ ખોદાવવાં એ રાજ્યનું એક પ્રધાન કર્તવ્ય ગણાયેલ છે. વ્યક્તિઓ કૂવાતળાવ ખોદાવતી અને રાજ્યો બંધ બાંધતાં તથા નહેર ખોદાવતાં. અંગ્રેજી રાજ્યમાં આગગાડી માનીતી રહી, ને નહેરો ઓછું માન પામી, એટલે પાયેલી જમીનમાંથી અર્ધી ઉપર લોકોના ને તે પણ એક એક માણસના પ્રયત્નથી પવાય છે. આ શતકના આરંભથી જ નિશ્ચિત નહેરનીતિ જણાય છે, તોપણ તેમાં ખેતીની જરૂરિયાતો કરતાં નાણાંની સ્થિતિ વધારે વિચારાય છે, એટલે બીજાં ખાતાં કરતાં એને વધારે મહત્ત્વ મળવું ઘટે તે નથી મળતું.

## વ્યાજ

આ આવકનું પૃથક્કરણ નીચે પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| હિંદુસ્થાનમાં: | કૉર્પોરેશન, રાજ્યો ઇ૦ ને ઉછીના | ૨૨૭ લાખ રૂ. |
| | આગગાડી: ઉધાર ને પ્રોવિડંટ ફંડ | ૪૨ |
| | ખેડૂત | ૩૧ |
| | પરચૂરણ | ૨૯ |
| | | ૩૨૯ |
| ઇંગ્લંડમાં | | ૩૨૭ |
| | | ૬૫૬ લાખ રૂ. |

જેમ બીજે તેમ આમાં પણ વ્યાજના દરની કે એવી વિશેષ વીગત નથી મળતી. પણ બધેથી લગભગ સરખું વ્યાજ મળે એમ માનીને ચાલીએ તો, આપણા ઉદ્યોગને સારુ મૂડી મળતી નથી અને ખેડૂતને પણ સરકાર પાસે પડેલાં નાણાંના માત્ર ૫ ટકાનો લાભ મળે છે ત્યાં

એ નાણુાંમાંથી અર્ધાં ઇંગ્લંડમાં રોકેલ છે. થોડા સમય પહેલાં પૂનાના એક વિદ્યાલયના તરુણો આગળ ભાષણ કરતાં સુપ્રસિદ્ધ જંત્રી (એંજિન્યર) ને અર્થશાસ્ત્રી સર મોક્ષગુંડમ્ વિશ્વેશ્વરાય્યાએ કહ્યું, 'આ પ્રદેશના કેટલાક જુવાનોએ પરદેશમાં કેળવણી લઈ આવીને ઉદ્યોગ શરૂ કરવાનો પ્રયત્ન કર્યો, પણ ઘણા નિષ્ફળ ગયા, મુખ્યત્વે આથી, કે સરકાર તથા ધનાઢ્ય લોકોએ તેમને ટેકો ન આપ્યો. એવા પ્રસંગમાં લોકમતનો કાંઈ પ્રભાવ પડતો નથી, ને સરકારને કાંઈ રસ લેતી જાણી નથી.' અને સર ડેનિયલ હેમિલ્ટન આવું ચિત્ર ઓળખે છે: 'લોકોને આપણે આગગાડી આપી છે, તે તેમનો વધારાનો પાક લઈ જાય છે, પણ એ પાકની કિમ્મત તેમને પહોંચતી કરવા સારુ નાણાવટપદ્ધતિ આપણે આપી નથી. જગત વધારાનો પાક ઉપાડે છે, સાહુકાર ને વેપારી પૈસા ઉપાડે છે, અને ભૂખમરો લોકોને ઉપાડે છે.' દેશનું ધનસાધન એના સીમાડા બહાર વપરાય તો પછી લોકો ધનાર્જન ક્યાંથી કરે? સરકારના મનમાં લોકહિતના નહિ પણ બીજા જ વિચાર રમતા હોય તો લોકો ગરીબ ન હોય તો બીજું શું હોય?

•

• •

• •

• •

## પ્રકરણ ૬ ઠું

### સાર

ઇતિહાસ ઉપરથી જણાય છે, કે મોટું સામ્રાજ્ય ભાંગી પડે એટલે જે સત્તા હાથ આવે એમ હોય તેને ઝડપી લેવા સારુ મહત્ત્વાકાંક્ષીઓ વચ્ચે સામાન્ય રીતે સ્પર્ધા થાય છે. નફો કરવા સ્થપાયેલી ઇસ્ટ ઇંડિયા કંપનીએ એ તકનો લાભ લીધો અને દિલ્હીના બાદશાહ પાસેથી શાહેનશાહત પડાવી લીધી. એ સમયે દેશમાં અશાન્તિ હતી, વિગ્રહનું ખર્ચ બહુ ચાલતું, અને છેલ્લા મોગલ બાદશાહો જુલમગાર હતા, એટલે પ્રજા ઉપર કરભાર આકરો હતો, અને દેશની આર્થિક સ્થિતિમાં ગરબડ મચી હતી. અંગ્રેજને છાજે એવી રૂઢિપરાયણતાથી એ ભારે કર શાન્તિકાળમાંય ચાલુ રહ્યા. વ્યવસ્થા પ્રથમ કરતાં વધારે ચોકસ થઈને વહીવટ વધારે આકરો બન્યો, એટલે એ જ પ્રાન્તોમાં એ જ કરથી મોગલો કરતાં અંગ્રેજોને વધારે આવક થવા માંડી. એ સમયે અંગ્રેજો 'રખવાળ' પણાનો દાવો હજી નહોતા કરતા, પણ લોભે લોભે તણાયેલા વેપારીમાં જ પોતાને ગણાવતા. રખવાળપણું પાછળથી અને પોતાના રાજ્યના બચાવરૂપે ઊભું થયું. અંગ્રેજી રાજ્યના આરંભમાં તો ક્લાઇવ તથા હેસ્ટિંગ્ઝ જેવા સામ્રાજ્ય-વિધાતાઓ દેશમાંથી જેટલું ધન મળે એટલું ઊસરડી જતા. આ ધનને લીધે અંગ્રેજો વરાળની શોધનો લાભ લઈ શક્યા, અને યુરોપની 'ઔદ્યોગિક ક્રાન્તિ' પણ એને લીધે જ થઈ. સામાન્ય રીતે યુરોપને ને વિશેષે કરીને ઇંગ્લંડને જેટલો લાભ થયો એટલી આપણને હાનિ થઇ, અને આપણી આર્થિક અધોગતિની શરૂઆત થઈ. ઇંગ્લંડ પોતાનું ઘર ભરે એમ ધારી શકાય, અને એણે તે ઘણી સારી રીતે ભર્યું.

ઇસ્ટ ઇંડિયા કંપની તો વેપારીની જ મંડળી હતી અને એની નીતિમાં આપણા હિતના વિચારની આશા કરવી એ મૂર્ખાઈ ગણાય. ખાનગી સાહસમાત્રમાં હોય છે તેમ કંપની તાત્કાલિક લાભની જ ગણતરી કરતી, દીર્ઘદૃષ્ટિમાં તે સમજતી નહિ. હિન્દુસ્થાનના હિતનો વિચાર કદાપિ તેણે કર્યો હોય તોપણ ઇંગ્લંડ જગતમાં આર્થિક સર્વોપરીપણું કેમ પ્રાપ્ત કરી શકે એ પ્રશ્ન એની દૃષ્ટિએ પ્રધાનપદે રહેતો. હિન્દુસ્થાનનો તો એક પગથિયા અથવા સાધન દાખલ ઉપયોગ થતો. કોઈ બીજી વસ્તુ આવીને ઠેલો મારે તો અધોગતિનો વેગ બહુ વધી જાય છે. જે પરિણામમાં પોતે કારણભૂત હતા તેનું અંગ્રેજોને ભાન હોય કે નહિ, પણ મોગલ સામ્રાજ્યની પડતી વેળાએ આવવાની આર્થિક પ્રવૃત્તિ ઊભી રહી ગઈ હતી, તેને પરદેશી રાજ્યકર્તાઓની નીતિનો ધક્કો લાગતાં તે ઝપાટાબંધ પાછી હટવા મંડી.

ઇંગ્લંડમાં સંચા વધ્યે જતા હતા, ને એ સંચાને સારુ કાચો માલ પૂરો પાડનાર ક્ષેત્રરૂપે હિન્દુસ્થાનની યોજના થઈ. ઇંગ્લંડ ઉપર ને હિન્દ નીચે એ રીતે અંગ્રેજ સાહુકારોના અંકુશ તળે કામ કરતું ઔદ્યોગિક એકમ બન્યું. હિન્દીને આમાં કાંઈ બુદ્ધિપ્રયોગ ન કરતાં ઢરડા કરવા તથા ભરવાનું જ રહ્યું. જકાતના દર પણ એ જ રીતે ઠર્યા. સરકારની નીતિથી હિન્દના હિતને નુકસાન થયું છે એમ મિ. મેકડોનલ્ડ કબૂલ કરે છે તોપણ તે કહે છે કે 'એમાં અંગ્રેજોનો આશય અશુદ્ધ નહોતો, માત્ર લેંકેશાયરના હિતને અનુકૂળ આવી ગયા એવા આન્તરરાષ્ટ્રીય વેપારના સિદ્ધાન્ત ઉપર અંગ્રેજોને આસ્થા હતી એમ બન્યું. એક વ્યક્તિ અથવા રાજ્યકર્તાઓની એક પેઢીની ભૂલનું આ પરિણામ હોય તો તો મિ. મેકડોનલ્ડની દલીલ ટકી શકે, પણ કેટલીયે પેઢી લગી દશકા ઉપર દશકા આ નીતિ જ ચાલુ રહેલી આપણે જોઈએ છીએ, ત્યારે એ દલીલ મંજૂર કરવી એટલે જ્યાં ભણીભણીને સિવિલિયનો આપણા દેશમાં આવે છે તે ઇંગ્લંડની વિદ્યાપીઠોમાં પાકેલા

ઉત્તમ રત્નોની બુદ્ધિ વિષયે શંકા કરવા જેવું થાય. સિવિલિયનોનો વિચારદોષ થયો એમ માનવું કઠણ છે; એના કરતાં તેઓનો હેતુ જ હિન્દુસ્થાનના હિતથી પ્રતિકૂળ હતો એમ માનવું સહેલું છે, કેમકે પોતાના દેશના હિતનો પ્રથમ વિચાર કરવો એ માનુષસુલભ વ્યવહાર છે એટલું જ નહિ, પણ સો વર્ષ ઉપરના બનાવો ઉપરથી પણ એ જ અનુમાન નીકળે છે. આ બધો વખત દેશી નેતાઓ સરકારની કુનીતિનાં અનિષ્ટ પરિણામ નિરંતર બતાવ્યા જ કરતા હતા એમ આપણે જોઈએ છીએ, એટલે પછી નિર્મલચિત્ત પણ અજ્ઞાન સિવિલિયનોએ આ ઘાતક નીતિ તદ્દન અજાણપણે ચલાવી એમ આપણી પાસે કોઈ મનાવવા આવે તો તે વધારે પડતું ગણાય.

એ યોજનાને પાર પાડવા સારુ આગગાડી ખીલવી, જકાતમાં અધૂરું હતું તે ભેદભાવે પૂરું કર્યું, અને બધું રાગે પડી ગયું, માત્ર હિન્દુસ્થાનના 'અસંતુષ્ટ ધાંધલીયા' અને ઈંગ્લંડમાંના તેમના અબુધ હિમાયતીઓનો વિરોધી સૂર જ એમાં ભળતો નહોતો. કંપનીને ઠેકાણે રાણીનું રાજ્ય થયું તે વખતે ઇશ્વરી વિધાનના મહાશંખ ફુંકાયા અને માત્ર વેપારીની પેઢી ન રહી તોપણ કંપનીની લૂંટનીતિ તો મુખ્યત્વે ચાલુ જ રહી, અને અરસિક દેશીઓએ એ શંખનાદમાં ભૂખ્યા સામ્રાજ્યવાદની જ ગર્જના સાંભળી.

આ ઐતિહાસિક ને રાજદ્વારી ભૂમિકા જાણ્યા પછી અંગ્રેજોએ ચલાવેલી રાજકોશનીતિ સમજવી સહેલી છે, સાટાનો દેખાવ કરવા સારુ થઈને ઓછામાં ઓછું જેટલું હિન્દુસ્થાનને આપવું પડે એટલું આપીને એની પાસેથી વધારેમાં વધારે લેવાની વ્યવસ્થા થઈ. કોકે લખ્યું છે, કે 'હિન્દુસ્થાનને બેવડો લાભ મળ્યો. ઇંગ્લંડને વેપારનો નફો આપવામાં ય લાભ અને એની પાસેથી મોંઘે ભાવે રક્ષણ ખરીદવામાંય લાભ.' નીતિ એવી ચાલી કે તેથી આપણી ઊપજ વધે નહિ. ઉત્પાદનમાં કાંઈ સહાય ન થાય એવી રીતે પારવિનાની

મૂડી રોકી, અને દેશહિતના ખિલવણી કામમાં લોભ કર્યો. રાષ્ટ્રરચનાત્મક ખર્ચ ઉપર કોઈ ધ્યાન દીધું નહિ, પણ સામ્રાજ્યરચના બધા પૈસા પૂણી ગઈ. મૅકડોનલ્ડ કહે છે, 'હિન્દુસ્થાનની આવકનો ઘણો મોટો ભાગ આપણે શહેનશાહતને અર્થે ખર્ચીએ છીએ અને હિન્દી વિકાસમાં ઘણું થોડું ખર્ચીએ છીએ.' રાજ્ય કરતી પ્રજાનાં પડઘમ વાગતાં હોય ત્યાં દેશીનો આર્તનાદ કોણ સાંભળે?

દુષ્કાળનો ત્રાસ ઘટાડવામાં આગગાડી કામ લાગે છે એમ કહીને આગગાડીનો બચાવ કરવો એ તોફાન કે વાવાઝોડામાં કામ આવે એટલા સારુ પ્રચંડ નૌકાસૈન્ય રાખવાની નીતિનો બચાવ કરવા જેટલું જ અસંગત છે; કેમકે દુષ્કાળ અટકાવવાના સાચા ઉપાય તો કોઈ કરતું નથી, ખાનગી તળાવ ને કૂવા પૂરી દેવાય છે, નહેરના પાણીના મોઢેમાગ્યા પૈસા લેવાય છે, અને વારંવાર તો વૈજ્ઞાનિક તપાસને અભાવે એ મોંઘામૂલું પાણી પાકને અવગુણ કરનારા પદાર્થોવાળું હોય છે. વાહન દાખલ આગગાડીના કામ વિષયે પણ સર એ. કૉટને કહ્યું હતું: 'મારો મુખ્ય મુદ્દો આ છે, કે હિન્દને જળવાહનની જરૂર છે; આગગાડી તદ્દન નિષ્ફળ ગઈ છે, જેટલે ભાડે એણે ભાર ખેંચવો જોઈએ એટલે ભાડે એ નથી ખેંચતી. . . . વરાળથી ચાલતા વહાણજોગી નહેર બનાવતાં આગગાડીથી આઠમા ભાગનુંય ખર્ચ ન થાત, અને તે નામના ભાડાથી અને ગમે એટલા વેગથી ગમે એટલો માલ સારત.'

રશ્બ્રુક વિલ્યમ્ઝે ઠીક કહ્યું છે: 'ખરી વાત એમ છે, કે હિન્દની ના ન પાડી શકાય એવી દરિદ્રતા મુખ્યત્વે આ કારણે ઊભી થાય છે, કે દેશમાં ધન ઉપજાવવાને અર્થે વ્યવસ્થા નથી.' આ વ્યવસ્થા કેમ નથી એનું કારણ હૉબ્સન આપણને સમજાવે છે: 'સુધરેલા પાશ્ચાત્ય દેશો પોતાની રાજદ્વારી ને આર્થિક નીતિને અને પોતાની ભાવનાઓ તથા સિદ્ધાન્તોને વિશેષ જાણીબૂજીને એવી રીતે ઘડતા

આવે છે, કે ગોરી પ્રજાઓ પછાત પ્રજાઓ પાસે કામ કરાવે. વર્ગોની સરસાઈનું સ્થાન સામ્રાજ્યવાદ લે છે, અને આ નવા સામાજિક ભેદને અનુકૂળ બુદ્ધિવિલાસ તથા નીતિ ખીલવે છે. થોડા સમયમાં એ એવો સમય આણી દેશે, કે પાશ્ચાત્ય ગોરી પ્રજાઓ પૃથ્વીના દૂર દેશાવરમાં વ્યૂહબદ્ધ ગોઠવેલી હલકી કોટીની પ્રજાઓની મજૂરી ઉપર પોતાના નિર્વાહ અર્થે મોટે ભાગે આધાર રાખશે; ઉપરી પ્રજાઓના અંગભૂત લોકો બધાય કે ઘણાખરા પ્રમાણમાં સુખી અને નવરા રહેશે, અને પોતાને સમષ્ટિરૂપે પૃથ્વીના નાથ માનશે.' ડૉ. રૂધરફર્ડ પણ એવો જ વિચાર દર્શાવે છે: 'હિન્દુસ્થાનમાંનું અંગ્રેજી રાજ્ય હલકામાં હલકી અને અત્યંત અનીતિમય જાતનું રાજ્ય છે, કેમકે એમાં એક પ્રજા બીજીને લૂંટે છે.' વિશેષમાં સરકારની મહેસૂલ તથા ખર્ચ સંબંધી નીતિને તે હિંદુસ્થાનની દરિદ્રતાનું મુખ્ય કારણ ગણે છે, અને કહે છે: 'જનસમાજની કેળવણી, ગામડામાં સ્વચ્છતા તથા વૈદ્યકીય મદદ, બંદોબસ્ત, ગરીબને ઘર કરી આપવાં, ખેડૂતને સાહુકારથી બચાવવો, ખેતીની બેંક ઉઘાડવી, ખેતી સુધારવી ને ખીલવવી, હિન્દી ઉદ્યોગોને પોષવા, ટ્રામ, વીજળી, અને બીજી સાર્વજનિક સેવાઓને અંગ્રેજ ધનપતિઓના હાથમાં જતી રોકવી, લંડનના હિતાર્થે ચલણની હાથચાલાકી અટકાવવી, આ બધી વસ્તુઓ પ્રત્યે બેપરવાઈ એ ગરીબાઈનું કારણ છે.'

જૂના ગૃહઉદ્યોગ ને હુન્નર સંરક્ષક જકાતથી બચત નહિ એમ માન્ય કરીએ, તોપણ જકાતથી યાંત્રિક ઉદ્યોગ ચાલુ થાત, વધારાની વસ્તી ગામડાંમાંથી શહેરમાં આવીને કામ કરત, અને કામ કરનારા માણસોના પ્રમાણમાં ખેતીની ઊપજ વધત. મૂડીવાદનાં અનિષ્ટનું નિવારણ કરવા ઉત્પાદકો વચ્ચે સહકાર કરાવીને ઊપજ વધારવાનું કર્યું હોત તો લોકોનું દારિદ્ર્યસંકટ ઓછું થાત. 'ઉદ્યોગ ભાંગી પડે, ખેતી ઉપર ભારે કર પડે, અને આવકનો ત્રીજો ભાગ પરદેશ મોકલાય તો ગમે તે દેશ પણ સતત ભૂખે મરે ને ફરી ફરી

આવતા દુષ્કાળથી પીડાય. અર્થશાસ્ત્રના નિયમ જે યુરોપમાં છે તે જ એશિયામાં પણ છે. હિન્દુસ્થાન આજ દરિદ્ર છે, તો તે આર્થિક કારણે દરિદ્ર છે. આ પરિસ્થિતિમાં હિન્દુસ્થાન આબાદ હોય તો જ એ ચમત્કાર કહેવાય' (મેકડોનલ્ડ). હિન્દુસ્થાન હજી જીવે છે એ જ આશ્ચર્ય છે, આજે છેલ્લા દશકાઓમાં હિન્દુસ્થાને પથ્થરમાંથી રોટલા ઘડયા છે એ આર્થિક ચમત્કાર છે. આ સ્થિતિમાં બીજી કોઈ પ્રજા ક્યારની નિરાશ થઈ ને સૂઈ ગઈ હોત. મેકડોનલ્ડ પોતે કબૂલ કરે છે: 'એકંદર, મને લાગે છે, આપણા વિરુદ્ધ એ આરોપ સિદ્ધ થઈ શકે; આપણું રાજ્ય ખર્ચાળ છે, અને આપણે હિન્દ પ્રત્યે હલકી રીતે વર્ત્યા છીએ.' લોકોની ઊપજ વધે એવી જાતનું રાજ્યનું ખર્ચ હોય તો લોકોની ધનશક્તિ વધે; પણ તેથી ઊલટું, ઊપજ ઘટાડે એવું રાજ્ય-ખર્ચ હોય તો લોકો ગરીબ થઈ જાય. ઊપજનો મોટો ભાગ પરદેશ જાય ને એના બદલામાં લગભગ કાંઈ જ ન આવે, તો એટલે અંશે લોકોમાં વહેંચવાની રાષ્ટ્રઆવક ઓછી થાય. સરકારની આજ્ઞાથી થયેલી ગણતરી પ્રમાણે આપણી માથાદીઠ આવક ૧૮૮૧ માં વાર્ષિક રૂ. ૨૭ અને ૧૯૦૧ માં વાર્ષિક રૂ. ૩૦ હતી; અધ્યાપક શાહની ગણતરી પ્રમાણે ૧૯૨૧માં તે વાર્ષિક રૂ. ૭૪ થઈ. ઉપરઉપરથી જોતાં આમાં પ્રગતિનો આભાસ થાય છે, પણ અમુક પૈસાની રકમથી કેટલો માલ વેચાતો મળે છે એ ન જોઈએ તો રકમો ભુલાવો ખવરાવે છે. ૧૮૮૧માં જે ચીજનો ભાવ ૧૦૦ હતો એ જ ચીજનો ભાવ ૧૯૦૧માં ૧૨૦ અને ૧૯૨૧માં ૩૭૮ હતો, એ હિસાબે જોતાં એ ત્રણ વર્ષની આવક અનુક્રમે રૂ. ૨૭, રૂ. ૨૦.૩૭ અને રૂ. ૧૯.૬ થાય છે, એટલે આવક ઓછી જ થતી ચાલી છે. હિંડ્મન કહે છે: 'હું માત્ર ફરીને કહું છું કે હિન્દુસ્થાનના લોકો વધારે ગરીબ થતા જાય છે, કર વસ્તુત: જ નહિ પણ પ્રમાણમાં પણ વધારે ભારે બનતા જાય છે, એક અછત પછી બીજી આવે છે એમ દરિદ્રતાનું ક્ષેત્ર વિસ્તરતું જાય છે, અને દુષ્કાળ વધારે પડે છે; ઘણોખરો વેપાર

લોકોની ગરીબાઈ તથા છૂંદનારા કરભારનો જ સૂચક છે; અત્યન્ત વ્યવસ્થિત પરદેશી રાજ્યવહીવટ જ દેશને ભયંકર રીતે ચૂસી જાય છે; અને આખી દુનિયાની આગગાડી ને નહેરો ખેડૂતોને ખર્ચે હિન્દુસ્થાનમાં ભેળી કરવામાં આવે તોપણ અનિવાર્ય ઉલ્કાપાત માત્ર વહેલો આવશે.'

પ્રજામત પ્રમાણે ચાલનારા રાજ્યમાં રાજ્યનું ખર્ચ સ્થિર રીતે વધ્યા કરે એ પ્રગતિનું ચિહ્ન લેખાય છે. પણ હિન્દુસ્થાનમાં તો અમલદારો મોંઘવારીને બહાને પોતાના પગાર ને ભત્તાં વધાર્યે જાય છે. તેથી ખર્ચ વધે છે એટલે એ બમણો અવગુણ કરે છે. અનુત્પાદક ખર્ચ વધે છે, એનું વળતર કર ભરનારને મળતું નથી; અને એની આવક ઘટે છે, એટલે રૂપિયાની ઉપયોગિતામાં પણ વધારે ખોટ જાય છે. સર વિલ્યમ હંટર લખે છે: 'બહારની ચડાઈઓ આપણે અટકાવી, અંધેર ને લૂંટફાટની જગ્યાએ દેશની અંદર વ્યવસ્થિતતા ને સુરક્ષિતતા સ્થાપી, નિશાળ ને ન્યાયાસન ઉઘાડ્યાં, રસ્તા, આગગાડી ને નહેરો બાંધ્યાં, અને વસ્તી તથા વેપારની વૃદ્ધિને ઉત્તેજન આપ્યું, પણ જો લોકોને પેટપૂરણ ખાવાનું ન મળે અને આપણા વહીવટનો ખર્ચ દેશ ન ઉપાડી શકે તો આ બધાની દોકડોય કિમ્મત નથી.'

આ આર્થિક ખોટ ઉપરાંત ખર્ચેલા દામનું પૂરું વળતર ન મળે તેથી વધારાનું નુકસાન થાય છે. પોતાના ખર્ચથી એક મોટામાં મોટો લાભ પ્રજાને આ થાય છે, કે એના રાજ્યકર્તાઓ વહીવટમાં અનુભવ તથા શાણપણ મેળવીને નિવૃત્ત થાય તે પછી આવતી પેઢીને મદદ કરે છે ને સન્માર્ગે દોરે છે. અંગ્રેજ સિવિલિયન અનુભવ મેળવે છે, આપણે એને પગાર આપીએ છીએ, પણ એ પરિપકવ અવસ્થાનો થાય એટલે વિલાયત ચાલ્યો જાય છે, અને જે શાણપણનાં પોતે નાણાં ભર્યા છે તેનો લાભ હિન્દ ખુએ છે, અને હિન્દની ખોટ એ ઇંગ્લંડનો લાભ હોય છે. ઇંગ્લંડ આજ જગતમાં રાજદ્વારી દૃષ્ટિએ સર્વોપરી છે, એમાં અંગ્રેજ લોકોએ હિન્દુસ્થાનમાં પ્રાપ્ત કરેલો અનુભવ કેટલે અંશે કારણભૂત છે એ કોણ કહી શકે?

# પ્રકરણ ૭ મું

## ઉપસંહાર

મહાજનમંડળની ગરીબાઈ મટાડવાના ઉપાય વિચાર્યા પછી મિ. બ્લંટ સૂચવે છે: 'ખેડૂતનો ભૂખમરો કાયદાથી મટે એમ હું માનતો નથી; કલકત્તા ને લંડનમાં જેનું બહુ જોર છે એવા લોકોના હિતને ભોગે જ એની સ્થિતિ સુધરી શકે, પણ કોઈનો ભાર નથી કે આ બળિયાના બે ભાગ ઉપર હાથ નાખી શકે. કાયદો નહિ પણ આવકખર્ચ અનિષ્ટમાત્રનું કારણ છે; અને આવકખર્ચ સધર પાયા ઉપર મુકાય નહિ ત્યાં સુધી બીજું બધું નકામું છે.' ગરીબ પાસેથી કર ઉઘરાવવાનું બંધ કરવું જોઈએ, સાહુકાર આજ લગી છટકી ગયા છે એના ઉપર કર નાંખવા જોઈએ, સામ્રાજ્ય સાથેનો હિંદનો આર્થિક સંબંધ ન્યાયપુરઃસર રચાવો જોઈએ. મેકડોનલ્ડ કહે છે: 'હિન્દુસ્થાન ઉપર જે ભાર સામ્રાજ્ય નાંખે છે તેની બીજી વ્યવસ્થા થાય, આટલું થાય ને બીજું કાંઈ ન થાય. તોપણ હિંદનું ધન વધારનારા મોટા સુધારા હિન્દી સરકાર કરી શકે.'

મનુષ્યસ્વભાવ તો જે છે તે છે, એટલે જ્યાં સુધી અધિકારીઓના હેતુ હિન્દના હિતને અનુકૂળ ન બને ત્યાં સુધી આવકખર્ચની વ્યવસ્થા હિન્દની જરૂરિયાતોને અનુસરતી ન થઈ શકે. ઉત્પત્તિને વધારે અને પ્રવૃત્તિને ઉત્તેજે એવા કર નાખવા ઘટે. કરથી ઉછરતા ઉદ્યોગ પોષાય; મૂલધનને અડ્યા વિના રાજ્યની આવક ઊભી કરાય; ખર્ચાળ ને મોજીલો રાજ્યવહીવટ ચલાવવાનો ભાર ભૂખે મરતા મહાજનમંડળ ઉપર ન નખાય; હિન્દને આશરે જે લોકો ધનરાશિ

ભેળા કરે છે તેઓ રાજ્યવહીવટના ભારનો યોગ્ય ભાગ ઉપાડે; લોકોને પૂરું વળતર મળે એવી રીતે આવક ખર્ચાય; ગરીબને આવશ્યક સરકારી ખાતાં સેવાના સિદ્ધાન્ત ઉપર ચલાવાય અને પસંદ કરેલા માર્ગ રાષ્ટ્રહિતથી વિરુદ્ધ ન હોય; વિકલ્પોની પસંદગી હિન્દની જરૂરિયાત પ્રમાણે થાય; ત્યારે ને ત્યારેજ આપણી આર્થિક પ્રગતિ થઈ શકે, અને આપણને આર્થિક સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી આ બનવાનું નથી.

# પરિશિષ્ટ અ: વસ્તી

બ્રહ્મદેશ, દેશીરાજ્યો અને બ્રિટિશ હિન્દના ૧૯૨૧ના વસ્તી ગણતરીના આંકડાઃ—

(૧) શહેર અને ગામડાની વસ્તીનું વર્ગીકરણ:—

| વર્ગ | ગામડાં અથવા શહેરની સંખ્યા | વસ્તીના ટકા | વસ્તી |
|---|---|---|---|
| ૫૦૦ની અંદરનાં ગામ | ૫૧૭,૦૩૬ | ૩૦.૧૦ | |
| ૫૦૦ થી ૨,૦૦૦ની „ „ | ૧૫૨,૨૫૯ | ૪૩.૦૫ | |
| ૨,૦૦૧ થી ૫,૦૦૦ની „ „ | ૧૫,૯૬૫ | ૧૪.૧૩ | |
| | કુલ | ૮૭.૨૮% | ૨૭૮,૩૭૩,૬૦૪ |

| | | | |
|---|---|---|---|
| ૫,૦૦૦ થી ૨૦,૦૦૦ની વસ્તી વાળાં શહેરો | ૨,૩૮૮ | ૬.૦૯ | |
| ૨૦,૦૦૦ થી ૧,૦૦,૦૦૦ની ,, ,, ,, | ૨૫૩ | ૨.૯૭ | |
| ૧,૦૦,૦૦૦ થી ઉપરનાં ,, ,, ,, | ૩૪ | ૨.૫૩ | |
| | કુલ વસ્તી | ૧૧.૫૯% | ૩૭,૬૦૨,૨૮૬ |
| વર્ગીકરણ વગરના ,, ,, ,, | ૪૬ | ૧.૧૩ | ૨,૯૬૬,૫૯૦ |
| | કુલ | ૧૦૦ | ૩૧૮,૯૪૨,૪૮૦ |

(૨) ધંધા વાર વસ્તીનું વર્ગીકરણ:—

| | |
|---|---|
| કાચા માલની પેદાસ | ૭૩.૧૫% |
| અગત્યની વસ્તુઓની બનાવટ અને પૂરું પાડવાનો ધંધો ઉદ્યોગ, વહેવાર, વેપાર વગેરે | ૧૭.૫૯ |
| જાહેર લશ્કર અને રાજવહીવટ | ૧.૫૩ |
| ધંધો રોજગાર | ૧.૫૯ |
| પરચૂરણ | ૬.૧૪ |
| | ૧૦૦.૦૦ |

(૩) દશ હજાર માણસોના જુદા જુદા ભાગોનું ધર્મ,

| ધર્મ | સંખ્યા (દર દશ હજારે) | ભણેલા પુરુષ | ટકા | સ્ત્રી | ટકા | કુલ |
|---|---|---|---|---|---|---|
| હિન્દુ | ૬,૮૫૬ | ૪૦૪ | ૧૧.૫૩ | ૪૬ | ૧.૩૮ | ૪૫૦ |
| મુસલમાન | ૨,૧૭૪ | ૯૨ | ૮.૧ | ૮ | ૦.૭૩ | ૧૦૦ |
| બૌદ્ધ | ૩૬૬ | ૮૪ | ૪૮.૪૪ | ૧૨ | ૬.૧૯ | ૯૬ |
| અનામી | ૩૦૯ | ૨ | ૧.૪ | .. | ૦.૧૨ | ૨ |
| ખ્રિસ્તી | | | | | | |
| યુરોપિયન વગેરે ૫.૬; ઍંગ્લો ઇંન્ડીયન ૩ ૭; હિન્દી ૧૪૧.૭ | ૧૫૧ | ૨૪ | ૩૦.૯ | ૧૩ | ૧૮.૦૪ | ૩૭ |
| શીખ | ૧૦૨ | ૫ | ૯.૩૯ | ૧ | ૧.૪ | ૬ |
| જૈન | ૩૭ | ૧૦ | ૫૧.૩૪ | ૧ | ૭.૬ | ૧૧ |
| પારસી | ૩ | ૧.૩ | ૭૮.૭૫ | ૧ | ૬૬.૯૧ | ૨.૩ |
| યાહુદી અને બીજા | ૨ | ૦.૬૫ | ૫૦. | ૦.૨ | ૨૪. | ૦.૮૫ |
| કુલ | ૧૦,૦૦૦ | ૬૨૩ | | ૮૨ | | ૭૦૫ |

## જાતી અને કેળવણી પ્રમાણે વર્ગીકરણઃ—

| અભણ | | | | | |
|---|---|---|---|---|---|
| પુરુષ | ટકા | સ્ત્રી | ટકા | કુલ | નોંધ |
| ૩,૧૦૨ | ૮૮.૪૭ | ૩,૩૦૪ | ૯૮.૬૨ | ૬,૪૦૬ | |
| ૧,૦૪૭ | ૯૧.૯ | ૧,૦૨૭ | ૯૯.૨૭ | ૨,૦૭૪ | મોટે ભાગે બંગાળ, પંજાબ, યુક્તપ્રાંત, બિહાર અને ઓરિસામાં. |
| ૮૯ | ૫૧.૫૬ | ૧૮૧ | ૭૩.૮૧ | ૨૭૦ | કુલ સંખ્યામાં બ્રહ્મદેશમાં ૧૧,૨૦૧,૯૪૩ હિન્દમાં ૩,૬૯,૩૨૫ |
| ૧૫૩ | ૯૮.૬ | ૧૫૪ | ૯૯.૮૮ | ૩૦૭ | મોટે ભાગે બિહાર, ઓરીસા, મધ્યપ્રાંત, વરાડ અને આસામમાં |
| ૫૪ | ૬૯.૧ | ૬૦ | ૮૧.૯૬ | ૧૧૪ | મોટે ભાગે મદ્રાસમાં |
| ૫૩ | ૯૦.૬૧ | ૪૩ | ૯૮.૬ | ૯૬ | મુખ્યત્વે પંજાબમાં |
| ૯ | ૪૮.૬૬ | ૧૭ | ૯૨.૪ | ૨૬ | મોટે ભાગે મુંબઈ, યુક્ત પ્રાંત અને મધ્ય પ્રાંતમાં. |
| ૦.૩ | ૨૧.૨૫ | ૦.૪ | ૩૩.૦૯ | ૦.૭ | મોટે ભાગે મુંબઈમાં |
| ૦.૬૫ | ૫૦ | ૦.૫ | ૭૬. | ૧.૧ | મોટે ભાગે મુંબઇ, બંગાળ, બ્રહ્મદેશ અને મદ્રાસમાં |
| ૪૫૦૮ | | ૪૭૮૭ | | ૯૨૯૫ | |

## (૪) બ્રિટિશ હિન્દની વસ્તીની ઘટતા તથા વિસ્તારઃ—

સરકારના ખેરખાંઓ વારંવાર આક્ષેપ ઢોળ્યાં કરે છે કે હિન્દની દરિદ્રતાનું કારણુ તેની વસ્તીમાં દિનપ્રતિદિન થતો વધારો છે. નીચેના કોઠામાં આપેલા આંકડાઓ ત્રીજા પ્રકરણુમાં રજૂ કરેલા વિચારોની મૂર્તિરૂપ છે. બ્રિટિશ હિન્દની સીમાઓ વખતોવખત વધતી ગઈ છે, એટલે દાયકાના પ્રત્યેક આંકડાની સરખામણી કરી શકાય નહિ. આથી સીમા વિસ્તારનો વાંધો ન આવે એ હેતુથી સરખામણી માટે ચોરસ માઇલ તળની વસ્તીને માન તરીકે રાખી છે. ફ્રાંસની વસ્તી લગભગ જેવીને તેવી જ રહેતી હોવાનું માનવામાં આવે છે અને ઇંગ્લંડ એક સમૃદ્ધિવાન દેશ ગણાય છે. આથી આ બે દેશો સાથેની સરખામણી મદદગાર નીવડશે.

| | સંખ્યા | | | ૧૮૭૧ના ધોરણુથી | | |
|---|---|---|---|---|---|---|
| | વસ્તી ગણુતરી (દર ચોરસ માઈલે) | | | | | |
| વર્ષ | હિન્દુસ્થાન | ફ્રાન્સ | ઇંગ્લંડ અને વેલ્સ | હિન્દુસ્થાન | ફ્રાન્સ | ઇંગ્લંડ ને વેલ્સ |
| ૧૮૭૧ | ૨૧૫ | ૧૭૪ | ૩૮૯ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૮૮૧ | ૨૨૭ | ૧૮૨ | ૪૪૫ | ૧૦૫.૫ | ૧૦૪.૬ | ૧૧૪.૪ |
| ૧૮૯૧ | ૨૨૯ | ૧૮૫ | ૪૯૭ | ૧૦૬.૫ | ૧૦૬.૩ | ૧૨૮ |
| ૧૯૦૧ | ૨૧૦ | ૧૮૮ | ૫૫૮ | ૯૭.૬ | ૧૦૮ | ૧૪૩.૪ |
| ૧૯૧૧ | ૨૨૩ | ૧૮૯ | ૬૧૮ | ૧૦૩.૬ | ૧૦૮.૬ | ૧૫૮.૮ |
| ૧૯૨૧ | ૨૨૬ | ૧૮૪ | ૬૪૯ | ૧૦૫.૧ | ૧૦૫.૭ | ૧૬૬.૮ |

| સાર | હિન્દુસ્થાન | ફ્રાન્સ | ઇંગ્લંડ ને વેલ્સ |
|---|---|---|---|
| અરધી સદી દરમીયાન વધારો | ૫.૧ | ૫.૭ | ૬૬.૮ |
| દશ વરસમાં સરાસરી વધારો | ૧.૦% | ૧.૧૫% | ૧૩.૩% |

**દાયકા દરમીયાન સામાન્ય વધારો દશ ટકા હોવો જોઈ એ.**

# પરિશિષ્ટ ચ

## ૧૯૨૭–૨૮ના ખેતીવાડીનાં આંકડા

| અનાજ | એકર (લાખમાં) | | માપ | ઉત્પન્ન (લાખમાં) |
|---|---|---|---|---|
| ચોખા | ૭૬૬ | | ટન | ૨૭૩ |
| ઘઉં | ૨૪૬ | | ,, | ૬૩ |
| જવ | ૬૮ | | ,, | ૨૧ |
| જુવાર | ૨૧૨ | | ,, | ૫૦ |
| બાજરો | ૧૪૧ | | ,, | ૨૪ |
| રાગી | ૩૮ | | | |
| મકાઈ | ૫૯ | | ,, | ૨૩ |
| ચણા | ૧૪૦ | | ,, | ૩૨ |
| બીજાં | ૨૯૬ | | | |
| | | ૧૯૬૬ | | |
| સાક–ભાજી, ફળો અને મસાલાની ચીજો | | ૭૮ | | |
| ખાંડ | ૩૦ | | | ૩૧ |
| કૉફી | ૧ | | પાઉન્ડ | ૧૫૧ |
| ચા | ૭ | | ,, | ૩૬૧૨ |
| | | ૩૮ | | |
| તેલી બીયાં: | | | | |
| અળસી | ૨૨ | | ટન | ૩ |
| તલ | ૬૧ | | ,, | ૪ |

| અનાજ | એકર (લાખમાં) | | માપ | ઉત્પન્ન (લાખમાં) |
|---|---|---|---|---|
| સરસવ અને રાઈ | ૩૩ | | ,, | ૮ |
| ભોંયશીંગ | ૪૭ | | ,, | ૨૫ |
| નાળીએર | ૬ | | | |
| એરંડા | ૬ | | | |
| બીજાં | ૧૨ | | | |
| | | ૧૬૧ | | |
| રૂ | ૧૪૮ | | ૪૦૦ ગાંસડી | ૧૦૧ |
| શણુ | ૩૩ | | | |
| બીજા રેસા | ૭ | | | |
| ગળી અને અફીણ | ૧ | | | |
| તમાકુ | ૧૧ | | ટન | ૬ |
| ખાણુ | ૯૨ | | | |
| | | ૨૯૨ | | |
| | | ૨૫,૩૫ | | |

# પિરિશષ્ટ क

## (૧) નિકાસ

| ચીજો | કીંમત (લાખ રૂ. માં) | માપ | જથ્થો |
|---|---|---|---|
| પશુઓ | ૪૭ | સંખ્યા | ૫૭૦,૫૩૦ |
| લૂગડાં | ૨૪ | | |
| છાલાં છોતરાં | ૧૩૩ | ટન | ૨૭૦,૮૭૫ |
| રૂંવાટી અને બ્રસ બનાવવાના રેસા | ૪૬ | હન્ડ્રેવેટ | ૧૬૦,૯૫૦ |
| મીણબત્તી | ૧૨ | પાંઉન્ડ | ૪,૩૯૭,૫૩૩ |
| કોલસા અને કોક | ૭૭ | ટન | ૬૩૪,૫૦૭ |
| કોફી | ૨૩૨ | હન્ડ્રેવેટ | ૨૭૬,૬૬૮ |
| કાથો અને તેમાંથી બનતી ચીજો | ૧૧૪ | ટન | ૩૩,૫૮૭ |
| રૂ (કાચું) | ૪૮૦૧ | ,, | ૪૮૨,૩૩૬ |
| દોરી અને સુતરઃ | ૧૮૮ | પાઉન્ડ | ૨૪,૬૯૬,૮૯૦ |
| તૈયાર માલઃ | ૬૭૯ | વાર | ૧૬૮,૬૨૩,૭૦૮ |
| દવાઓ | ૩૫ | | |
| રંગ વગેરે | ૧૬૧ | હન્ડ્રવેટ | ૨,૧૪૩,૪૭૧ |
| માછલા | ૮૭ | | |
| ફળ અને સાકપાન | ૧૦૬ | | |

## અનાજ અને ઢોરઃ

| ચીજો | કીંમત | માપ | જથ્થો |
|---|---|---|---|
| જવ | ૮૫ | ટન | ૭૧,૬૨૮ |
| વાલોર | ૩૯ | ,, | ૪૧,૯૭૭ |
| ચણા | ૨૮ | ,, | ૧૭,૫૬૭ |
| જુવાર | ૩૫ | ,, | ૨૧,૧૧૫ |
| મસુરની દાળ | ૨૯ | ,, | ૧૬,૫૩૮ |
| મકાઈ | ૧૦ | ,, | ૯,૪૯૬ |
| દાળ | ૯૨ | ,, | ૫૭,૨૫૨ |
| ચોખા | ૩,૪૦૧ | ,, | ૨,૧૮૬,૭૬૦ |
| ઘઉં | ૪૪૧ | ,, | ૨૯૯,૭૩૩ |
| ઘઉંનો લોટ | ૧૩૦ | ,, | ૬૦,૪૨૪ |
| પરચૂરણ | ૩ | ,, | ૧,૫૮૧ |
| ગુંદર | ૨૦ | હન્ડ્રવેટ | ૬૬,૬૩૬ |
| શણ | ૮૧ | ,, | ૪૮૪,૧૪૬ |
| ચામડું (કાચું) | ૮૮૧ | ટન | ૬૪,૩૮૧ |
| ચામડું (કમાવેલું) | ૯૦૭ | ,, | ૨૩,૨૫૬ |
| શિંગડાં | ૯ | હન્ડ્રવેટ | ૪૩,૧૧૦ |
| બંગાળી શણ(કાચું) | ૩,૦૬૬ | ટન | ૮૯૧,૯૦૭ |
| શણ (તૈયાર) | ૫,૩૫૬ | કોથળીની સંખ્યા | ૪૬૩,૧૩૯,૬૮૯ |
| | | કાપડ : વાર | ૧,૫૫૨,૭૫૧,૫૯૦ |
| લાખ | ૬૯૯ | હન્ડ્રવેટ | ૫૪૩,૫૮૪ |
| ખાતર અને હાડકાં | ૧૨૮ | ટન | ૧૨૦,૩૧૨ |
| ખનીજ | ૮૯૭ | ,, મેન્ગેઝીન | ૭૦૩,૯૪૯ |
| | | બીજી | ૬૭૩,૭૨૯ |
| અબરખ | ૯૩ | હન્ડ્રવેટ | ૮૨,૫૧૧ |

| ચીજો | કીમત | માપ | જથ્થો |
|---|---|---|---|
| ખોળ | ૩૧૪ | ટન | ૨૭૫,૫૯૫ |
| તેલ | ૭૧ | ગેલન | ૧,૪૫૮,૨૧૨ |
| અફીણ | ૧૯૯ | હંન્ડ્રેવેટ | ૬,૨૦૮ |
| મીણ | ૨૪૨ | ટન | ૫૧,૧૩૨ |
| મોદીખાનું | ૬૧ | | |
| રબર (કાચું) | ૨૫૭ | પાઉન્ડ | ૨૫,૪૦૩,૨૬૬ |
| સુરોખાર | ૧૨ | હન્ડ્રેવેટ | ૯૯,૦૬૩ |
| બીયાં | ૨,૬૭૦ | ટન | ૧,૨૦૯,૯૭૩ |
| રેસમ (કાચું) | ૩૬ | પાઉન્ડ | ૧,૩૩૨,૫૧૯ |
| રેસમ (તૈયાર) | ૬ | વાર | ૮૮૧,૧૫૪ |
| મસાલો | ૨૪૦ | હંન્ડ્રેવેટ | ૪૩૭,૫૫૧ |
| ખાંડ | ૮ | ટન | ૨,૮૯૧ |
| ચા | ૩૨૪૮ | પાઉન્ડ | ૩૬૧,૬૧૪,૧૨૪ |
| ચાનો કચરો | ૪ | „ | ૪,૧૧૪,૬૩૮ |
| તમાકુ | ૧૦૬ | „ | ૨૯,૨૪૬,૪૮૯ |
| લાકડું | ૧૬૬ | ઘનટન | ૫૦,૬૨૪ |
| ઊન (કાચું) | ૪૩૬ | પાઉન્ડ | ૫૦,૧૬૫,૮૯૨ |
| ઊન (તૈયાર) | ૯૭ | | |
| પરચૂરણ | ૫૭૦ | | |

કુલ રૂ. ૩૧,૯૧૫ લાખ

## (૨) આયાત

| ચીજ | કીંમત (લાખમાં) | માપ | જથ્થો |
|---|---|---|---|
| વસ્ત્રો | ૧૬૪ | | |

| ચીજ | કીમત | માપ | જથ્થો |
|---|---|---|---|
| હથિયાર દારૂ ગોળા વગેરે | ૭૧ | | |
| સંચાકામ માટે પટા | ૮૭ | | |
| પુસ્તકો | ૬૨ | | |
| જોડા | ૬૭ | જોડી | ૨,૭૭૨,૯૬૪ |
| બાંધકામની ચીજો | ૧૨૯ | | |
| બટન | ૩૨ | | |
| ગાડી | ૧૭ | | |
| રસાયણો | ૨૬૫ | | |
| ચીનાઈ માટી | ૧૯ | હન્ડ્રવેટ | ૫૩૩,૭૯૫ |
| નાનામોટા ઘડીઆળ | ૨૭ | સંખ્યા | ૬૩૦,૨૪૬ |
| કોલસા અને કોક | ૬૩ | ટન | ૨૭૩,૮૧૮ |
| રૂ (કાચું) | ૬૭૪ | ,, | ૬૬,૦૬૨ |
| રૂઃ સુતર અને દોરી | ૬૭૯ | પાઉન્ડ | ૫૨,૩૪૪,૫૩૪ |
| રૂની બનાવેલી ચીજો | ૫,૮૩૬ | કકડા વાર | ૨,૦૨૬,૫૨૦,૬૮૦ |
| | | દોરડાં પાઉન્ડ | ૪,૮૫૯,૯૯૭ |
| | | ધાબળા ,, | ૫,૨૨૦,૧૬૬ |
| | | સાલ સંખ્યા | ૮,૩૧૦,૪૪૭ |
| કટલરી | ૩૯ | | |
| સાયકલ | ૧૧૮ | ,, | ૧૩૮,૭૮૩ |
| દવાદારૂ | ૧૯૮ | | |
| રંગ વગેરે | ૨૬૫ | | |
| માછલી | ૩૭ | | |
| શણની બનાવટ | ૩૭ | કકડા વાર | ૨,૨૪૩,૨૮૦ |
| | | દોરા વગેરે પાઉન્ડ | ૬૫૯,૯૮૦ |
| ફળ, સાકભાજી | ૨૦૨ | | |

| ચીજ | કીમત | માપ | જથ્થો |
|---|---|---|---|
| ફરનીચર | ૩૧ | | |
| કાચનો સામાન | ૨૪૮ | sheets ચોરસ ફુટ & plate | ૨૩,૪૨૫,૩૯૯ |
| અનાજ, દાળ અને આટો | ૨૩૧ | ટન | ૧૬૦,૮૯૭ |
| ગુંદર અને રાળ | ૪૦ | હન્ડ્રવેટ | ૧૮૯,૧૧૮ |
| સોય ટાંકણી વગેરે | ૧૨૭ | | |
| લોઢાની વસ્તુઓ | ૫૨૪ | | |
| ચામડાં | ૩૫ | ટન | ૨,૧૮૯ |
| ઘોડા | ૩૭ | સંખ્યા | ૪,૦૦૧ |
| ઓજાર વગેરે | ૪૪૭ | | |
| હાથીદાંતની બનાવટ | ૨૧ | પાઉન્ડ | ૨૭૬,૫૨૬ |
| ઝવેરાત | ૧૫૨ | | |
| શણની બનાવટ | ૨૪ | કોથળા સંખ્યા | ૬,૧૩૧,૧૫૬ |
| | | તંબુ વાર | ૨,૮૫,૦૨૨ |
| ચામડું „ | ૫૭ | | |
| દારૂ | ૩૬૭ | ગેલન | ૭,૧૧૮,૪૫૮ |
| સાંચાકામ | ૧,૫૯૪ | | |
| દીવાસળી | ૩૯ | | |
| ધાતુઓ: લોઢું અને પોલાદ | ૨,૧૧૪ | ટન | ૧,૧૯૭,૨૬૧ |
| „ પિતળ વગેરે | ૬૯૫ | હન્ડ્રવેટ | ૨,૫૮૮,૧૯૬ |
| મોટરકાર વગેરે, | ૬૧૭ | સંખ્યા | ૨૫,૯૫૦ |
| તેલ | ૧,૧૦૮ | ગેલન | ૨૩૪,૬૭૩,૪૨૨ |
| રંગવાના રંગ વગેરે | ૧૫૫ | | |
| કાગળ અને દોપિસ્તુ | ૩૪૧ | ચીજો: હંડ્રવેટ | ૩૯૯,૩૫૦ |
| ચીનાઈ વાસણ | ૮૦ | | |

| ચીજ | કીમત | | માપ | જથ્થો |
|---|---|---|---|---|
| મોદીખાનું | ૬૪૧ | | | |
| રેલ્વેના યંત્રો | ૪૭૭ | | | |
| રબરનો સામાન | ૨૭૧ | | | |
| મીઠું | ૧૭૫ | | ટન | ૫૯૬,૨૫૦ |
| બીયાં | ૧૮ | | હંડ્રેવેટ | ૮૫,૯૮૦ |
| વહાણો | ૧૭ | | | |
| રેશમ (કાચું) | ૧૪૫ | | પાઉન્ડ | ૨,૩૫૬,૨૨૫ |
| (તૈયાર) | ૩૬૦ | કકડા | વાર | ૨૩,૭૪૦,૬૮૬ |
| | | સુતર | પાઉન્ડ | ૧,૪૪૦,૬૮૩ |
| સાબુ | ૧૬૧ | | હન્ડ્રેવેટ | ૪૨૨,૪૮૯ |
| મસાલો | ૨૫૮ | | ,, | ૧,૧૧૮,૭૩૪ |
| સ્ટેશનરી | ૯૨ | | | |
| ખાંડ | ૧,૪૯૧ | | ટન | ૮૨૨,૯૦૨ |
| ચરબી | ૨૬ | | હન્ડ્રેવેટ | ૯૩,૫૧૪ |
| ચા | ૬૯ | | માઉન્ડ | ૭,૯૯૩,૯૩૩ |
| ચાની પેટીઓ | ૭૨ | | | |
| તમાકુ | ૨૯૧ | | ,, | ૯,૯૨૮.૦૪૫ |
| શણગારના સાધન | ૬૨ | | | |
| રમકડાં અને રમતો | ૬૪ | | | |
| છત્રી | ૬૨ | | સંખ્યા | ૨૯૪,૦૩૬ |
| સાગ અને લાકડું | ૮૧ | સાગ | ઘનટન | ૨૪,૭૪૯ |
| ઊન (કાચું) | ૪૫ | | પાઉન્ડ | ૫,૭૮૧,૯૯૬ |
| ઊનનાં | | કકડા | વાર | ૧૮,૭૭૬,૮૫૫ |
| કપડાં | ૪૯૨ | સાલ | સંખ્યા | ૧,૦૮૮,૯૩૯ |
| | | સેત્રંજી | પાઉન્ડ | ૪,૯૬૨,૯૧૮ |
| પરચૂરણ | ૧,૪૧૩ | | | |
| | ૨૪,૯૮૫ | | | |

## (૩) ફેરીથી નિકાસ [હિન્દુસ્થાનમાં આવેલી બીજા દેશમાં મોકલી.]

| ચીજ | કીમત (લાખમાં રૂા.) | માપ | જથ્થો. |
|---|---|---|---|
| લૂગડાં | ૧૩ | | |
| રૂઃ માલ | ૧૨૧ | વાર | ૩૩,૭૯૧,૨૧૭ |
| દોરી અને સુતર | ૧૫ | પાઉન્ડ | ૧,૩૮૩,૫૬૪ |
| ફળફૂલ | ૨૦ | | |
| ગુંદર અને રાળ | ૨૫ | હન્ડ્રવેટ | ૬૦,૦૪૧ |
| લોઢાનો સામાન | ૨૬ | | |
| ધાતુ | ૨૬ | ટન | ૩૬,૮૦૮ |
| મોદીખાનું | ૩ | હંડ્રવેટ | ૪,૮૫૮ |
| મસાલો | ૩ | ,, | ૭,૮૪૬ |
| ખાંડ | ૫૫ | ટન | ૧૯,૮૧૨ |
| ઊન | ૮૯ | પાઉન્ડ | ૧૨,૬૯૯,૫૯૨ |
| પરચૂરણ | ૫૫૮ | | |
| | ૯૫૪ | | |

## (૪) વ્યાપાર તુલા (લાખમાં)

| | | |
|---|---|---|
| હિંદી માલની નિકાસ | | ૩૧,૪૧૫ |
| બાદ પરદેશી માલની આયાત | ૨,૪૬,૭૩ | |
| બાદ ફરીની નિકાસ | ૯૫૪ | ૨૩,૭૧૯ |

| | |
|---|---|
| હિંદના લાભનો વેપાર પક્ષ | ૮૧,૯૬ |
| બાદ સોનું, ચાંદી, અને ચલણી નોટોની આયાત | ૩૨,૧૯ |
| હિંદના લાભનો ચોખ્ખો વેપાર | ૪૯,૭૭ લાખ |

નોંધ: આયાતમાં સ્ટેટ રેલ્વેઓએ મંગાવેલા રેલ્વે સામાનને ગણવામાં નથી આવ્યો.

બચાવનો નીચેનો અંશ બ્રિટિશ સરકારે પડાવ્યોઃ

| | |
|---|---|
| કાઉંસિલ બીલ ઇંગ્લંડ લઈ ગયા | ૩૭,૭૭ |
| સરકારી સિક્યુરિટી ઉપરના વ્યાજના ડ્રાફ્ટ | ૩૫ |
| | ૩૮,૧૨ લાખ |

## (૫) દુનિઆના મુખ્ય દેશો સાથેનો વેપાર

નિકાસ

| દેશો | (લાખ રૂ. માં) | આયાત (લાખ રૂ.માં) |
|---|---|---|
| યુનાઇટેડ કીંગડમ | ૭૮,૯૧ | ૧,૧૯,૨૭ |
| યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરીકા) | ૩૫,૯૦ | ૨૦,૪૪ |
| જર્મની | ૩૦,૬૮ | ૧૫,૩૫ |
| જાપાન | ૨૦,૯૦ | ૧૭,૯૦ |
| ફ્રાન્સ | ૧૫,૭૭ | ૪,૩૧ |
| સિલોન | ૧૫,૧૮ | ૧,૯૧ |
| ઇટાલી | ૧૨,૬૮ | ૬,૭૮ |

| દેશો | | આયાત |
|---|---|---|
| બેલ્જીઅમ | ૧૦,૮૫ | ૭,૪૯ |
| દક્ષિણુ અમેરીકા | ૧૦,૬૭ | ૮,૩૩ |
| | ૨૩૯,૬૪ | ૨૦૧,૭૮ |
| પરચુરણુ | ૭૯,૫૧ | ૪૮,૦૭ |
| | લાખમાં ૩,૧૯,૧૫ | લાખમાં ૨,૪૯,૮૫ |

# પરિશિષ્ટ ૬

## ૧૯૨૭–૨૮ના આંકડા

એક લાખ=૧,૦૦,૦૦૦. ૧ રૂા.=૧ શી. ૬ પે.=૩૬ સેન્ટ. (યુ. સ્ટે.)

### (૧) ચોખ્ખો સાર્વજનિક ખર્ચ

| | | |
|---|---|---|
| દેવાની રકમ | ૧૮,૪૫,૪૯,૭૩૬ | ૧૩.૩% |
| લશ્કર | ૫૪,૭૯,૪૫,૫૮૧ | ૩૯.૪% |
| મુલકી વહીવટ | ૫૮,૩૦,૯૧,૬૧૧ | ૪૧.૯% |
| પરચુરણ | ૭,૫૫,૦૭,૯૮૫ | ૫.૪% |
| | રૂા. ૧૩૯,૧૪,૯૪,૯૧૩ | ૧૦૦.૦૦ |

### મુલકી વહીવટનું વીગતવાર ખર્ચ

| | (લાખમાં) | ટકા |
|---|---|---|
| સામાન્ય રાજ્યવહીવટ | ૧૨,૯૦ | ૯.૨૭ |
| હિસાબ તપાસણી | ૮૮ | ૦.૬૩ |
| ન્યાયખાતું | ૪,૭૬ | ૩.૪૨ |
| જેલ | ૨,૧૧ | ૧.૫૨ |
| પોલીસ | ૧૧,૮૦ | ૮.૪૮ |
| બંદર | ૨૪ | ૦.૧૭ |
| ધર્મ સંબંધી | ૩૨ | ૦.૨૩ |
| રાજદ્વારી | ૧,૫૮ | ૧.૧૪ |
| સરહદ ઉપરનું લશ્કર | ૨,૫૦ | ૧.૮૦ |

| | (લાખમાં) | ટકા |
|---|---|---|
| શાસ્ત્ર વિભાગ | ૯૯ | ૦.૭૨ |
| કેળવણી | ૧૧,૮૮ | ૮.૫૪ |
| દાક્તરી | ૩,૫૩ | ૨.૫૪ |
| જાહેર સુખાકારી | ૧,૭૨ | ૧.૨૩ |
| ખેતીવાડી | ૨,૦૯ | ૧.૫૦ |
| ઉદ્યોગ | ૬૭ | ૦.૪૮ |
| હવાઇ અને પરચૂરણ | ૩૦ | ૦.૨૧ |
| માલખરીદી ખાતું | ૩ | ૦.૦૨ |
| | ૫૮,૩૦ | ૪૧.૯૦ |

## (૨) ચોકખું મહેસુલ

### મૂળ ઉત્પન્નના

| | ટકા | ચોકખી આવક |
|---|---|---|
| જકાત | ૧.૮ | ૪૭,૩૬,૬૦,૩૩૮ |
| મીઠું | ૧૯.૨ | ૫,૩૬,૬૬,૮૯૮ |
| આવક વેરો | ૪,૩ | ૧૪,૭૭,૦૭,૮૬૭ |
| અફીણ | ૨૨.૦ | ૩,૦૧,૫૧,૪૨૯ |
| જમીન મહેસુલ | ૧૧.૯ | ૩૧,૪૩,૯૦,૩૪૫ |
| દવા અને દારૂ પર જકાત | | ૧૭,૫૯,૩૯,૩૦૮ |
| સ્ટેમ્પ | | ૧૩,૨૮,૨૪,૯૩૩ |
| જંગલ | | ૨,૬૯,૦૮,૧૯૦ |
| રજીસ્ટ્રેશન | | ૭૫,૮૬,૬૧૬ |
| ખંડણી | | ૮૩,૯૭,૨૮૫ |
| આંકેલા કરવેરા | | ૪૦,૩૧,૨૭૫ |
| | | ૧,૩૭,૫૮,૬૪,૪૮૪ |

| | આવક | ખર્ચ | |
|---|---|---|---|
| આગગાડી | ૩૮,૭૨,૨૮,૯૪૪ | ૩૨,૪૦,૩૫,૩૮૧ | ૬,૩૧,૯૩,૫૬૩ |
| નહેર | ૨,૮૩,૯૯,૭૩૯ | ૧,૩૩,૯૦,૭૦૦ | ૧,૫૦,૦૯,૦૩૯ |
| વ્યાજ | | | ૫,૯૭,૬૭,૬૮૬ |
| ચલણ અને ટંકશાળ | ૨,૭૭,૪૬,૧૧૬ | ૭૦,૧૧,૪૧૩ | ૨,૦૭,૩૪,૭૦૩ |
| અસાધારણ | ૩,૬૧,૯૮,૫૪૩ | ૪૪,૮૫,૯૧૬ | ૩,૧૭,૧૨,૬૨૭ |
| | | | ૧,૫૬,૬૨,૮૨,૧૦૨ |
| બાદ ટપાલ અને તાર | ૩૧,૪૫,૬૬૧ | ૬૦,૪૫,૬૮૯ | − ૨૯,૦૦,૦૨૮ |
| | | | ૧,૫૬,૩૩,૮૨,૦૭૪ |

## (૩) સાર્વજનિક દેવું-ઉત્પાદક

| | | | લાખ રૂપીઆમાં |
|---|---|---|---|
| આગગાડી | ૩૯,૭૧૨ | માઇલ | ૬,૬૮,૭૪ |
| નહેર ખાતુંઃ | | „ | |
| મુખ્ય નહેરોઃ | ૨૪.૪૦૨ | | ૧,૧૧,૪૪ |
| પ્રસાર | ૪૪,૫૮૭ | „ | |
| ટપાલ અને તારખાતું | | | ૧૪,૬૬ |
| જંગલ | ૧૧,૦૩,૫૭૯ | ચોરસ „ | ૧,૪૭ |
| મીઠું | | | ૮૬ |
| વિજાગાપટ્ટમનું બંદર | | | ૧,૨૬ |
| હાઇડ્રો-ઇલેક્ટ્રીક યોજના | | | ૭૦ |
| મુંબઈનું તોલપણી ખાતું | | | ૪,૧૬ |
| સરકારના વેપારી બાંહેધરી | | | ૧,૭૭ |
| | | લાખ રૂ. | ૮,૦૫,૦૬ |

## (૪) જકાત મહેસુલ વીગતવાર

| આયાત ઉપર બંદરની જકાત | હજાર રૂપીઆમાં |
|---|---|
| હથીયાર, દારૂ–ગોળો અને લશ્કરનો માલ | ૭૩૧ |
| કોલસા, કોક લાકડું | ૧૬૦ |
| જસત | ૮૨૦ |
| દારૂ | ૨,૫૫,૯૮ |
| દીવાસળી વગેરે | ૫૩,૭૨ |
| અફીણ | ૩ |
| ખનીજ તેલ | ૧,૭૮,૯૨ |
| ખાંડ | ૬,૫૧,૧૯ |
| તમાકુ | ૨,૧૭,૧૩ |
| બનાવટી રેશમ, સુતર અને દોરા | ૭,૯૧ |
| રૂ દોરા અને સૂતર | ૪૧,૪૫ |
| કકડા | ૬,૨૫,૧૭ |
| રેશમનો ભેગ | ૭,૨૬ |
| પોર્ટલેન્ડ સીમેંટ | ૯,૯૬ |
| શાહી (છાપવાની) | ૩૭ |
| મોટરકાર અને સાયકલે | ૮૯,૫૮ |

### અઢી ટકાની જકાત

| | |
|---|---|
| સંચા | ૨૧,૯૦ |
| ઈંજિન વગેરે | ૬૮ |
| પરચૂરણ વસ્તુઓ | ૫૩ |

### દશ ટકાની જકાત

| | |
|---|---|
| ધાતુઃ લોખંડ અને પોલાદ | ૫૧,૦૯ |
| રહ્વેનો સામાન | ૨૮,૯૪ |
| પરચૂરણ વસ્તુઓ | ૧,૦૭ |

### પંદર ટકાની જકાત

| | |
|---|---|
| ખાવા પીવાની ચીજો | ૧૮૨,૦૯ |
| કાચી ચીજો | ૭૮,૦૫ |
| કટલરી, હાર્ડવેર વગેરે | ૨,૧૯,૨૮ |
| વણવાના રેસા સુતર (રૂ અને રેશમ સિવાયના) | ૧,૮૨,૮૮ |
| મોટર સાઇકલની ટયુબ અને ટાયર | ૨૯,૬૦ |
| બીજી ચીજો અને પરચૂરણ | ૪,૭૯,૨૬ |

### ત્રીસ ટકાની જકાત

| | |
|---|---|
| રેશમના કકડા વગેરે | ૮૮,૦૨ |
| પરચૂરણ | ૯૬,૦૨ |

### ખાસ જકાત

[ બ્રિટિશ અને તે સિવાયના દેશોની જકાત વચ્ચે ફેર ]

| | | |
|---|---|---|
| લોખંડ અને પોલાદ બ્રિટનમાં બનેલું | | ૪૪,૭૩ |
| ,, બીજા દેશોમાં બનેલું—વધારાની જકાત સાથે | | ૧,૦૮,૪૨ |
| ,, ,, વધારાની જકાત વગર | | ૧,૭૧,૪૧ |
| કાગળ અને સ્ટેશનરી | | ૨૬,૯૨ |
| રેલ્વેના સાંચા વગેરે સ્ટોક | (સરકારી) | ૨૭,૯૩ |
| પરચુરણ | | ૫૦,૫૪ |

| | |
|---|---|
| આયાતમાંથી કુલ મહેસૂલ | ૪૦,૪૬,૧૭ |

| | |
|---|---|
| દરિયાઈ જકાત—નિકાસ ઉપર | હજાર રૂપીઆમાં |
| ચામડા | ૩૭,૩૩ |
| સણ : કાચું | ૨,૧૮,૬૯ |

| | | |
|---|---|---|
| શણ : તૈયાર | | ૨,૪૧,૨૮ |
| ચોખા | | ૧,૦૬,૫૪ |
| ચા | | ૧,૩૩ |
| ગવર્મેંન્ટ સ્ટોર્સ | | ૩ |
| નિકાશથી કુલ મહેસૂલ | | ૬,૦૫,૨૦ |
| | | હજારમાં |
| દરિયાઈ જકાત—પરચૂરણ | | ૧૪,૪૨ |
| જમીન ઉપરની જકાત | | ૨૭,૮૦ |
| દાણ : મોટર સ્પીરીટ | ૧,૨૧,૨૩ | |
| : કેરોસીન | ૯૭૧૮ | ૨,૧૮,૪૧ |
| ગોદી અને ડક્કાનું ભાડું | | ૪૭ |
| પરચૂરણ | | ૫,૨૧ |
| | | ૨,૬૬,૩૧ |
| આયાતમાંથી મહેસૂલ | | ૪૦,૪૬,૧૭ |
| નિકાસમાંથી „ | | ૬,૦૫,૨૦ |
| | | ૪૯,૧૭,૬૮ |
| બાદ જકાત પાછી આપી | | ૯૬,૨૭ |
| | | ૪૮,૨૧,૪૧ |
| બાદ ખરચ | | ૮૪,૮૧ |
| જકાતમાંથી ચોકખી આવક હજારમાં રૂ. | | ૪૭,૩૬,૬૦ |

## (૫) લશ્કરી ખર્ચ

૪૧ પ્રજાઓના લશ્કરી ખર્ચની સરખામણી.

નીચેનો કોઠો ૧૭મી એપ્રિલ, ૧૯૩૦ના 'ન્યુ ઇંડિયા' માં ફેર છપાયેલી એક નોંધ ઉપરથી ઉતાર્યો છે. એના દેશનો અનુક્રમ

કંઈક ફેરવ્યો છે અને કેટલીક ઝીણી વીગતો મૂકી દીધી છે. મૂળ લેખ મિ. આર્નલ્ડ જે. ટોયનબીના 'આંતર રાષ્ટ્રીય ઘટનાઓનું અવલોકન' માંથી ઉતારવામાં આવ્યો છે. પ્રજા સંઘ તરફથી બહાર પડેલી શસ્ત્રોની વાર્ષિક પોથીમાંથી મૂળ લેખકે આ કોઠો લીધો હતો.

| દેશ | વર્ષ | કીંમત (પાઉન્ડમાં) | કુલ ખર્ચના ટકા |
|---|---|---|---|
| હિન્દુસ્થાન (દેવા વગર) | ૧૯૨૭–૨૮ | ૪૨,૬૧૭,૫૩૫ | ૪૫.૨૯ |
| ચીન | | ૨૦,૫૯૨,૧૮૮ | ૪૩.૧૩ |
| પૉલૅન્ડ (પેન્સન અને દેવું બાદ કરતાં) | ૧૯૨૭–૨૮ | ૧૩,૮૪૮,૮૮૮ | ૩૧.૫૮ |
| પોર્ટુગલ (પેન્સન અને થોડું સીવીલ ખર્ચ) | ૧૯૨૬–૨૭ | ૪,૪૩૭,૧૪૬ | ૨૭.૩૯ |
| જાપાન | ૧૯૨૭–૨૮ | ૪૭,૨૩૫,૯૬૯ | ૨૬.૫૭ |
| સ્પેઇન | ૧૯૨૭ | ૨૫,૫૮૯,૭૭૦ | ૨૫.૯૭ |
| સ્વીઝરલૅન્ડ | ૧૯૨૭–૨૮ | ૩,૩૮૩,૭૫૮ | ૨૫.૮૩ |
| લૅટવીયા | ૧૯૨૭–૨૮ | ૧,૬૨૧,૩૦૧ | ૨૫.૧૨ |
| ઇટલી | ૧૯૨૭–૨૮ | ૪૫,૮૯૫,૭૪૦ | ૨૩.૪૬ |
| ઇસ્થૉનીઆ | ૧૯૨૭–૨૮ | ૧,૦૨૨,૮૮૦ | ૨૩.૪૬ |
| ચીલી | ૧૯૨૭ | ૫,૩૫૬,૬૨૪ | ૨૩.૩૨ |
| મેક્સીકો (પેન્સન બાદ) | ૧૯૨૭ | ૭,૫૩૬,૨૭૧ | ૨૩.૦૨ |
| ગ્રીસ (પેન્સન અને દેવું બાદ) | ૧૯૨૭–૨૮ | ૫,૦૧૭,૭૮૪ | ૨૧.૯૨ |
| ફ્રાન્સ ( „ „) | ૧૯૨૭ | ૬૩,૩૬૮,૬૩૫ | ૧૯.૭૫ |
| જૂગો સ્લેવીઆ („ „) | ૧૯૨૬–૨૭ | ૮,૭૪૨,૭૫૩ | ૧૯.૨૯ |
| લીથૅાનીઆ | ૧૯૨૭ | ૮,૦૧,૮૨૯ | ૧૯.૦૫ |
| બોલીવીઆ | ૧૯૨૫ | ૫,૯૦,૬૧૨ | ૧૯.૦૩ |

| દેશ | વર્ષ | કીંમત | કુલ ખર્ચના ટકા |
|---|---|---|---|
| સ્વીડન | ૧૯૨૭–૨૮ | ૭,૫૯૭,૦૨૭ | ૧૮.૭૯ |
| પેરૂ | ૧૯૨૭ | ૧,૪૩૩,૭૬૬ | ૧૮.૬૩ |
| આર્જેન્ટીના ( પેન્સન અને દેવું બાદ) | ૧૯૨૬ | ૨૧,૫૯૬,૫૪૫ | ૧૮.૧૯ |
| બલ્ગેરીઆ | ૧૯૨૭–૨૮ | ૧,૮૩૦,૦૮૦ | ૧૭.૭૯ |
| બ્રાઝીલ (દેવું બાદ) | ૧૯૨૭ | ૭,૭૨૩,૩૭૩ | ૧૭.૫૨ |
| ઝેકો સ્લોવેકીઆ (પેન્સન અને દેવું બાદ) | ૧૯૨૭ | ૧૦,૨૭૪,૩૫૦ | ૧૭.૩૬ |
| યુરૂગ્વે | ૧૯૨૫–૨૬ | ૧,૫૪૪,૨૪૮ | ૧૭.૦૭ |
| યુનાઇટેડ સ્ટેઇટસ ઓફ અમેરીકા (પેન્સન અને દેવું બાદ) | ૧૯૨૭–૨૮ | ૧,૨૦,૧૭૮,૧૩૦ | ૧૬.૦૯ |
| સોવીએટ રશીઆ | ૧૯૨૫–૨૬ | ૬૪,૪૨૭,૦૫૫ | ૧૬.૦૧ |
| ફીનલૅન્ડ (દેવું અને પેન્સન બાદ) | ૧૯૨૭ | ૩,૧૧૮,૦૮૨ | ૧૫.૯૧ |
| ઇકવેડોર (પેન્સન બાદ) | ૧૯૨૭ | ૩૧૪,૦૨૬ | ૧૫.૮૮ |
| ક્યુબા ( „ „ ) | ૧૯૨૭–૨૮ | ૨,૫૩૭,૦૫૨ | ૧૫.૦૫ |
| ગ્રેટબ્રિટન અને ઉત્તર આયર્લૅન્ડ | ૧૯૨૭–૨૮ | ૧૨૦,૬૯૫,૦૦૦ | ૧૪.૭૫ |
| નેધર લેન્ડઝ (દેવું બાદ) | ૧૯૨૭ | ૭,૮૪૮,૩૦૯ | ૧૩.૦૬ |
| ડેનમાર્ક (પેન્સન અને દેવું બાદ) | ૧૯૨૭–૨૮ | ૨,૨૨૫,૨૭૫ | ૧૨.૭૯ |
| નોર્વે (દેવું બાદ) | ૧૯૨૭–૨૮ | ૨,૨૧૪,૧૩૭ | ૧૦.૩૧ |
| હંગરી ( „ „) | ૧૯૨૬–૨૭ | ૩,૯૮૯,૯૩૫ | ૯.૭ |
| આઇરીસ ફ્રી સ્ટેઇટ | ૧૯૨૭–૨૮ | ૨,૪૮૦,૦૦૦ | ૭.૬૯ |
| બેલ્જીઅમ (પેન્સન અને દેવું બાદ) | ૧૯૨૭ | ૩,૪૮૦,૦૮૦ | ૭.૬૭ |
| જર્મની ( „ „ ) | ૧૯૨૭–૨૮ | ૩૩,૧૩૭,૩૮૪ | ૭.૧૬ |

| દેશ | વર્ષ | કીંમત | કુલ ખર્ચના ટકા |
|---|---|---|---|
| ઓસ્ટ્રેલીઆ | ૧૯૨૬–૨૭ | ૫,૫૫૬,૦૦૦ | ૬.૫૨ |
| ઓસ્ટ્રીઆ | ૧૯૨૭ | ૨,૩૧૮,૦૮૧ | ૬.૩૭ |
| ન્યુઝીલેંડ(પેન્સન અને દેવું બાદ) | ૧૯૨૭–૨૮ | ૯૫૮,૩૨૧ | ૩ ૯૧ |
| યુનીયન ઓફ સાઉથ આફ્રીકા | | | |
| (દેવું અને પેન્સન બાદ) | ૧૯૨૭–૨૮ | ૧,૧૨૫,૯૦૦ | ૩.૧૬ |

આ કોઠો જોતાં સ્પષ્ટ થશે કે લશ્કરી ખર્ચ હિન્દમાં જ સૌથી વિશેષ છે; અને બ્રિટિશ સામ્રાજ્યના બીજા દેશો પણ એની પાછળ જ આવે છે.

